શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થમાળા અંક ૬૬ મો

સિધ્ધહેમગત

# અપભ્રંશ વ્યાકરણ

વિસ્તૃત ભૂમિકા, ગુજરાતી
ભાષાંતર અને ટિપ્પણ સહિત
સુધારેલી બીજી આવૃત્તિ

સંપાદક
હરિવલ્લભ ચૂનીલાલ ભાયાણી
ભાષાવિજ્ઞાનના અધ્યાપક
ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ



શ્રી ફાર્બસ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રસ્તો,
મુંબઈ ૪

૧૯૬૧

પ્રકાશક :
જ્યોતીન્દ્ર હ. દવે
માનાર્હ મંત્રી
શ્રી ફાર્બસ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ,
મુંબઈ ૪






સુધારેલી બીજી આવૃત્તિ ૧૯૭૧ ]

[ મૂલ્ય રૂ. ૭




મુદ્રક :

# પ્રાક્કથન

## ( પહેલી આવૃત્તિ )

આપણાં પ્રાચીન સાહિત્ય અને ભાષામાં સંપાદનસંશોધન યોગ્ય વિદ્વાનો પાસે કરાવી પ્રકાશિત કરવાનું કાર્ય ફાર્બસ ગુજરાતી સભા આરંભથી જ કરતી આવી છે. અત્યાર સુધીનાં સભાનાં પ્રકાશનોમાં સદ્ગત નરસિંહરાવનાં ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો, ગ્રીઅર્સનની ભારતીય ભાષા-સમીક્ષાના ગુજરાતી વિભાગની ભૂમિકાનો અનુવાદ, હેમચંદ્રની દેશીનામ-માલા તથા શાસ્ત્રીજીની ગુજરાતી રૂપરચના પ્રાચીન ગુજરાતી અને અપ-ભ્રંશના અધ્યયનની દૃષ્ટિએ મહત્ત્વ ધરાવે છે. પ્રસ્તુત પુસ્તક પણ અપ-ભ્રંશના અભ્યાસને વેગ આપવાની દૃષ્ટિએ પ્રકાશિત કરવામાં આવ્યું છે. ગુજરાતી વગેરેના ઐતિહાસિક અધ્યયન માટે અપભ્રંશનું, મહત્ત્વ અને અપભ્રંશ માટે હેમચંદ્રના પ્રાકૃત વ્યાકરણના અપભ્રંશવિભાગનું મહત્ત્વ જાણીતું છે. પ્રાચીન સાહિત્ય ને ભાષાશાસ્ત્રના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી. ભાયાણીએ ખૂબ પરિશ્રમ લઈ વિદ્યાર્થીઓને તેમ જ ઇતર અભ્યાસીઓને ઉપયોગી બને એ દૃષ્ટિએ આ પુસ્તક તૈયાર કરી આપ્યું છે. ખાસ કરીને ભૂમિકામાં આપેલી અપભ્રંશ સાહિત્ય અને ભાષા વિશેની મૂલ્યવાન સામગ્રી આટલા વ્યવસ્થિત રૂપમાં ગુજરાતીમાં પહેલી જ વાર અપાઈ છે પૃષ્ઠમર્યાદાએ તેમને અહીં વધારે વિસ્તાર કે ઊંડાણમાં જતાં રોક્યા છે. પ્રસ્તુત પ્રકાશનથી જેટલે અંશે અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં રસ વધશે તેટલે અંશે તેનું પ્રયોજન સિદ્ધ થયું ગણાશે.

જૂન ૨૦, ૧૯૬૦

ફાર્બસ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રસ્તો,
મુંબઈ ૪

જ્યોતીન્દ્ર હ. દવે
માનાર્હ મંત્રી
શ્રી ફાર્બસ ગુજરાતી સભા

અપભ્રંશ ભાષા અને સાહિત્ય
વરસથી આગળ નથી જતું. ૧૯૧
પ્રકાશમાં આવ્યું ન હોવાથી વ્યાકરણ
આપવા પૂરતા જ પ્રયત્નો થતા. એ
મહત્ત્વની કૃતિઓનું સંપાદન વધતી .
સાહિત્યની દૃષ્ટિએ પણ અધ્યયન |
અપભ્રંશસંબંધી પ્રાચીન વ્યાકરણોના
પીશલ, ગ્રીઅર્સન, ત્રિવેદી, ગુલેરી, દેસ
વ્યાકરણના વિષયમાં પીશલ, યાકોબી,
નીતી દોલ્ચી, સેન, ભાયાણી, સ્વાર્સ
હોર્નલે, ભાંડારકર, બીમ્સ, ગ્રીઅર્સન
ટર્નર, નરસિંહરાવ, દોશી વગેરેએ; શ
બેનર્જી, રામાનુજસ્વામી, શેઠ, એજર્ટ
વગેરેએ; સાહિત્યકૃતિઓના સંપાદનના
મોદી, ગાંધી, શાસ્ત્રી, આલ્સડોર્ફ, ઘે
જિનવિજયજી, ભાયાણી વગેરેએ; સાહિ
ઈતર ચર્ચાના વિષયમાં દલાલ, યાકોબી,
દેસાઈ, જિનવિજયજી, શાસ્ત્રી, ભાયાણી
વગેરેએ કામ કર્યું છે.

અપભ્રંશના પ્રાચીન વ્યાકરણસા
પાસે જળવાઈ રહ્યું છે. તેમાં હેમચંદ્ર
વિભાગ સૌથી વધુ વિસ્તૃત અને મહત્ત્
ઉદ્દગમની દૃષ્ટિએ જેમ તેનું ઘણું મૂલ્ય
ઉદાહરણપદ્યોની સાહિત્યિક ગુણવત્તા ૨

હેમચંદ્રના વ્યાકરણના અપભ્રંશવિ
ગ સ્વરૂપે કે પ્રાકૃતવિભાગ સાથે,

પીશેલે જર્મનમાં, વૈદ્ય અંગ્રેજીમાં, ગુલેરીએ હિન્દીમાં અને મો. દ. દેસાઈ, ડી. ર. કાપડિયા, કે. કા. શાસ્ત્રી તથા જ. પટેલ અને હ. ભૂચે ગુજરાતીમાં ભાષાંતર કરેલું છે. કેટલાંક પદ્યોનો અર્થ ચર્ચતા કે ઘટાવતા છૂટક પ્રયાસો પણ આલ્સડોર્ફ, બેચરદાસ, દ ગ્રીસ વગેરેએ કર્યા છે. પ્રસ્તુત પ્રયાસ પણ એ જ દિશામાં છે. વૃત્તિને અનુસરીને અપભ્રંશની નિયમાવલિ, ઉદાહરણોનું ગુજરાતી ભાષાંતર, ટિપ્પણ તથા અપભ્રંશ ભાષા અને હેમચંદ્રીય અપભ્રંશને લગતી ભૂમિકા એટલી સામગ્રી આપી છે.

ગુજરાતી ભાષાના ઉદ્‌ગમની દૃષ્ટિએ અને ગુજરાતી સાથેના સંબંધની દૃષ્ટિએ અપભ્રંશના વ્યાકરણનો પરિચય ગુજરાતીના વિદ્યાર્થીઓ માટે અપેક્ષિત છે. તે પરિચય એટલે અપભ્રંશ વ્યાકરણની મુખ્ય હકીકતો જાણવી. હેમચંદ્રે તારવેલી લાક્ષણિકતાઓ અહીં ક્રમબદ્ધ સ્વરૂપમાં રજૂ કરી છે. આ માહીતી સુલભ થવામાં સૂત્રશૈલીથી તો હવે ઊલટો જબ્બર સમાવેશ ઊભો થાય છે. આથી પહેલી આવૃત્તિમાંથી મૂળ સૂત્રો રદ કર્યાં છે, અને વૃત્તિને અનુસરીને નિયમો તારવી આપ્યા છે. શબ્દસૂચિ અને અપભ્રંશ સાહિત્યને લગતી સામગ્રી પણ કમી કરી છે, પણ ભૂમિકામાં આપેલા નિયમોમાં ઉદાહરણો ઉમેર્યાં છે. આશા છે કે આ પ્રયાસ અપભ્રંશના અભ્યાસીઓને ઉપયોગી અને પ્રોત્સાહક નીવડશે.

પુનઃપ્રકાશન માટે હું શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો આભાર માનું છું.

અમદાવાદ
૧૫મી મે, ૧૯૭૧

હરિવલ્લભ ચૂ. ભાયાણી

## અનુક્રમ

# ભૂમિકા

## ૧. અપભ્રંશ ભાષા

### (૧) અપભ્રંશના સ્વરૂપવિષયક પ્રાચીન ઉલ્લેખો

અલંકાર, વ્યાકરણ વગેરે વિષયના પ્રાચીન ગ્રંથો વગેરેમાંથી અપભ્રંશને લગતા ઉલ્લેખો યથાયોગ્ય મૂળ કે ભાષાંતર રૂપે, ' અપભ્રંશ ' સંજ્ઞાના અર્થાનુસાર પ્રથમ આપીને પછી અપભ્રંશના સ્વરૂપની વિચારણા[1] કરી છે, અને અંતે મૂળ સંદર્ભો ટાંક્યા છે.

**(૧). 'અપભ્રંશના' અર્થો**

૧. ઇષ્ટ કે માન્ય સ્થાનથી—ધોરણથી ચ્યુત થવું, નીચા પડવું તે. આ પતન એટલે લાક્ષણિક અર્થમાં ' સ્ખલન, ' ' ભ્રષ્ટતા ' કે ' વિકૃતિ' (આચારવિચારના પ્રદેશમાં) : જેમ કે

(૧) ' મોટાઓ માટે પણ બહુ ચડવાનું પરિણામ **અપભ્રંશમાં** આવે છે.' (કાલિદાસ).

(૨) ' દ્વારની આણી પાસની સાંકળ ઉઘાડવી એના હાથમાં હતી. પેલી પાસની સાંકળ કૃષ્ણકલિકાએ ઉઘાડી હતી—વાસી ન હતી; આ તેનું સખીકૃત્ય કુમુદસુંદરીના **અપભ્રંશને** અતિ અનુકૂળ......લાગ્યું.'
' આ સેવકભાવ નવીનચંદ્રને પવિત્ર ચિત્તનો અપભ્રંશકર લાગ્યો,'
' આ અપભ્રંશ અને પાતકતાના હેતુ ઉભય ભાવના સ્વભાવભૂત—પ્રકૃતિસ્થ—લાગ્યાં' ( ગોવર્ધનરામ ).

૨. ભાષાની ' ભ્રષ્ટતા ' કે ' વિકૃતિ,' 'ભ્રષ્ટ' ' વિકૃત' ' અશિષ્ટ ' રૂપ કે

---

૧. ભરત 'સમાન શબ્દ,' ' વિભ્રષ્ટ' ને ' દેશીગત' એમ ત્રિવિધ પ્રાકૃત ગણાવે છે. અને ' જે અનાદ્ય વર્ણો સંયોગ, સ્વર કે વર્ણનું પરિવર્તન કે લોપ પામે તેમને વિભ્રષ્ટ કહે છે,' એવી વ્યાખ્યા બાંધે છે (નાટ્યશાસ્ત્ર, ૧૭–૩, ૫. ૬ ).

શબ્દપ્રયોગ ( સરખાવો, 'અપભાષા,' 'અપશબ્દ,' 'અપપ્રયોગ' વગેરે)[૨]:

( ૩ ) 'ભાષામાં **અપભ્રંશ** જેવું કાંઈ છે જ નહિ, ભાષામાં ભ્રંશ થતો જ નથી.' (ઉમાશંકર).

( ૪ ) '(દરેક) **અપભ્રંશ**ની પ્રકૃતિ સાધુ (= વ્યાકરણશુદ્ધ) શબ્દ હોય છે' (વ્યાડિ).

( ૫ ) 'અપશબ્દો (જ) ઘણા હોય છે, (જ્યારે) શબ્દો (તો) થોડા હોય છે. કેમ કે એકએક શબ્દના અનેક અનેક **અપભ્રંશ** હોય છે. જેમ કે 'ગૌ' એ શબ્દનાં 'ગાવી', 'ગોણી', 'ગોતા', 'ગોપોતલિકા' વગેરે અનેક અપભ્રંશ છે.' ( પતંજલિ. )

( ૬ ) ' ( શુદ્ધ શબ્દ ) જેની પ્રકૃતિ ન હોય એવો કોઈ સ્વતંત્ર **અપભ્રંશ** (અપભ્રષ્ટ શબ્દ) નથી. બધા અપભ્રંશની સાધુ શબ્દ જ પ્રકૃતિ હોય છે, પણ પ્રસિદ્ધિને લઈને રૂઢ બની જતા કેટલાક અપભ્રંશો સ્વતંત્ર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે, તેથી 'ગૌ' એમ પ્રયોગ કરવાનો હોય ત્યાં અશક્તિ કે પ્રમાદ વગેરેને કારણે તેના 'ગાવી' વગેરે અપભ્રંશો પ્રયોજાય છે.' (ભર્તૃહરિ).

૩. ભ્રષ્ટ, વિકૃત બોલી કે ભાષા—તે તે સમયની દેશભાષા ( આ અર્થમાં 'અપભ્રષ્ટ'–'અવહટ્ટ' પણ વપરાયો છે) :

( ૭ ) 'શાસ્ત્રોમાં, સંસ્કૃતથી જુદું હોય તેને **અપભ્રંશ** કહ્યું છે.' (દંડી).

( ૮ ) ' "ભાષા" એટલે સંસ્કૃતનો અપભ્રંશ; "ભાષા"નો અપભ્રંશ તે "વિભાષા." એ તે તે દેશમાં ગહ્વરવાસીઓની ને પ્રાકૃતજનોની......' (અભિનવગુપ્ત) 'પણ અપભ્રંશોનો શો નિયમ છે?" એના ઉત્તરમાં કહે છે કે...' (પ્રાકૃત પાઠ્યનું વિવરણ કરતાં અભિનવગુપ્ત).

( ૯ ) 'ને ત્રીજું તે અપભ્રષ્ટ. હે રાજા, દેશભાષાના ભેદો અનુસાર તે અનંત છે.' (વિષ્ણુધર્મોત્તર).

---

૨. 'અપશબ્દ' માટે પણ આવું જ કહેવાયું છે : ત એવ શક્તિવૈકલ્યપ્રમાદાલસતાદિભિઃ અન્યથોચ્ચરિતાઃ શબ્દા અપશબ્દા ઇતીરિતાઃ (ભર્તૃહરિ)' અશક્તિ, પ્રમાદ, આળસ વગેરે કારણે જુદી રીતે ઉચ્ચારેલા શબ્દો, તે જ અપશબ્દો કહેવાય છે.'

(૧૦) 'તે તે દેશોમાં જે શુદ્ધ બોલાતું હોય તે અપભ્રંશ' (વાગ્ભટ, ૧૧મી શતાબ્દી). 'જે તે તે દેશોમાં, એટલે કે કર્ણાટ, પાંચાલ વગેરેમાં શુદ્ધ, એટલે કે બીજી ભાષાઓના મિશ્રણ વિના બોલાતું હોય તે અપભ્રંશ છે, એમ અર્થ છે' (સિંહદેવગણિ).

(૧૧) 'દેશી વચનો સૌ લોકોને મીઠા લાગે છે, તેથી તે અવહટ્ઠ હું કહું' (મૈથિલ કવિ વિદ્યાપતિ, ૧૪મી શતાબ્દીનો અંતભાગ).

(૧૨) 'કથામાત્ર એ નાઇપધરાની અપભ્રંશ એ દાખી' (ભાલણ, સોળમી શતાબ્દીનો આરંભ).૧

(૧૩) 'અપભ્રષ્ટશબ્દપ્રકાશ' (=૧૮૮૦ સા પ્રકાશિત. પ્રભાકર રામચંદ્ર પંડિતકૃત ગુજરાતીના વ્યુત્પત્તિદર્શક કોશનું નામ),

(૧૪) 'આમાં છઠ્ઠો તે દેશવિશેષ પ્રમાણે અનેક ભેદ ધરાવતો અપભ્રંશ.' (રુદ્રટ, નવમી શતાબ્દી).

(૧૫) 'આ તથા દેશીબોલી પ્રાયઃ અપભ્રંશની નીચે આવે છે.' (રામચંદ્ર, ૧૨મી શતાબ્દી.)

(૧૬) 'ગીત દ્વિવિધ કહેવાય છેઃ સંસ્કૃત અને પ્રાકૃત. હે નરપતિ, ત્રીજું અપભ્રષ્ટ છે. તે અનંત છે. દેશભાષાના ભેદ અનુસાર તેનો અહીં અંત નથી.' (વિષ્ણુધર્મોત્તર).

---

૧. સાથે પદ્મનાભ (ઈ. સ. ૧૪૫૬), ભાલણ, અખો, પ્રેમાનંદ, શામળ વગેરે 'પ્રાકૃત', 'ગુજરભાષા,' 'ગુજરાતી ભાષા' એવી સંજ્ઞાઓ પણ ગુજરાતી માટે યોજે છે. 'સરસ બંધ પ્રાકૃત કવિ' (કાન્હડદે-પ્રબંધ ૧-૧); 'પ્રાકૃતબંધ કવિતમતિ કરી' (કા. પ્ર., ૪/૩૫૨): 'ગુજરભાષાએ નલરાજાના ગુણ મનોહર ગાઉં' (નલાખ્યાન, ૧-૧): 'સંસ્કૃત બોલ્યે શું થયું. કાંઈ પ્રાકૃતમાંથી નાસી ગયું?' (અખાના છપ્પા, ૨૪૭); 'સંવાદ શુક-પરિક્ષિતરાજાનો, કહું પ્રાકૃત પદબંધ' (દશમસ્કંધ, ૧-૭): 'માઈજીસુત રણીદાસ કહે; પ્રાકૃતમાં એ પુરાણી કરે' (સિંહાસનબત્રીશી, વહાણુની

૪. એ નામની સાહિત્યભાષા :

(૧૭) ' (કાવ્યના) સંસ્કૃત, પ્રાકૃત ને ઉપરાંત અપભ્રંશ—એમ ત્રણ પ્રકાર છે.' (ભામહ, આ. છઠ્ઠી શતાબ્દી).

(૧૮) ' એ પ્રમાણે આર્યોએ આ વિશાળ વાઙ્મય સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને મિશ્ર–એમ ચતુર્વિધ હોવાનું કહ્યું છે.'
આભીર વગેરેની ભાષાઓને કાવ્યમાં અપભ્રંશ કહેવાની રૂઢિ છે, પણ શાસ્ત્રમાં સંસ્કૃતથી જુદું હોય તે અપભ્રંશ કહેવાય છે,' (દંડી, સાતમી શતાબ્દી)

(૧૯) ' સંસ્કૃત, પ્રાકૃત, ને અપભ્રંશ એ ત્રણ ભાષામાં નિબદ્ધ એવા પ્રબંધોની રચનામાં જેનું અંતઃકરણ નિપુણતર હતું.' (વલભીના ધરસેન દ્વિતીયનું બનાવટી દાનપત્ર, આ. સાતમી શતાબ્દી).

(૨૦) (સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશના ઉલ્લેખ પછી) 'અરે, એક ચોથી ભાષા પૈશાચી પણ છે. તો આ એ જ'. (ઉદ્યોતનસૂરિ, ઈ. સ. ૭૭૮).

(૨૧) '(હે કાવ્યપુરુષ,) શબ્દાર્થ તારું શરીર છે, સંસ્કૃત, મુખ, પ્રાકૃત બાહુ, અપભ્રંશ જઘન, પૈશાચ ચરણ, મિશ્ર વક્ષઃસ્થળ' (રાજશેખર, નવમી શતાબ્દી).

(૨૨) 'મહાકાવ્ય, પદ્યાત્મક અને ઘણુંખરું સંસ્કૃત, અપભ્રંશ ને ગ્રામ્ય ભાષાનિબદ્ધ...' (હેમચંદ્ર બારમી શતાબ્દી).

(૨૩) 'અવહટ્ટય (=અપભ્રષ્ટક), સંસ્કૃત, પ્રાકૃત અને પૈશાચિક ભાષામાં જેમણે લક્ષણ ને છંદોનાં આભરણ વડે સુકવિત્વને ભૂષિત કર્યું" (અબ્દલ રહમાન, આ. તેરમી શતાબ્દી).

(૨૪) 'સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ભૂતભાષા એ ચારેય ભાષાઓ કાવ્યશરીર તરીકે પ્રયોજાય છે.' (વાગ્ભટ, બારમી શતાબ્દી).

(૨૫) 'ભાષાભેદ અનુસાર (કાવ્ય)ના ૭ ભેદ સંભવે છે. પ્રાકૃત, સંસ્કૃત, માગધ, પિશાચભાષા, અને શૌરસેની, તથા છઠ્ઠો દેશવિશેષ અનુસાર અનેક ભેદવાળો અપભ્રંશ' (રુદ્રટ, નવમી શતાબ્દી).

(૨૬) 'અમુક અર્થ સંસ્કૃત દ્વારા રચવો શક્ય છે, બીજો પ્રાકૃત દ્વારા તો કોઈ અપભ્રંશ દ્વારા; તેમ કોઈ પૈશાચી, શૌરસેની કે માગધીમાં ગૂંથી શકાય છે.' (આ રાજશેખર ને અનુસરીને આપેલું છે.) (ભોજ, દશમી શતાબ્દી).

(૨૭) 'જગતના સકળ પ્રાણીઓનો વ્યાકરણ વગેરે સંસ્કારથી રહિત એવો સહજ વાણીવ્યાપાર તે પ્રકૃતિ. તેમાંથી ઉદ્‌ભવ પામેલું કે તે જ, પ્રાકૃત. તે જ દેશવિશેષ પ્રમાણે, અને સંસ્કારથી વિશિષ્ટતા પ્રાપ્ત કરીને સંસ્કૃત વગેરે પછીના સ્વરૂપભેદોને પામે છે...વળી પ્રાકૃત તે જ અપભ્રંશ છે. તેને બીજાઓએ ઉપનાગર, આભીર ને ગ્રામ્ય એમ ત્રિવિધ કહ્યો છે, તેના નિરસન માટે (સૂત્રકારે) "ભૂરિભેદ" એમ કહ્યું છે. કઈ રીતે? "દેશવિશેષને કારણે". તેના લક્ષણનો યોગ્ય નિર્ણય લોકો પાસેથી કરવો' (નમિસાધુ, અગિયારમી શતાબ્દી).

(૨૮) 'સંસ્કૃત વગેરે છ ભાષા'—'સંસ્કૃત, પ્રાકૃત, માગધી, શૌરસેની, પૈશાચી અને અપભ્રંશ એવા પ્રકારની તે ભાષા કહેવાય છે' (હેમચંદ્ર, બારમી શતાબ્દી).

(૨૯) 'ગૌડ વગેરે સંસ્કૃતસ્થિત છે, લાટદેશના કવિઓ પ્રાકૃતમાં દૃઢ રુચિવાળા છે, સકળ મરુભૂમિ, ટક્ક ને ભાદાનકના કવિઓ અપભ્રંશવાળા પ્રયોગ કરે છે, અવન્તી, પારિયાત્ર ને દશપુરના કવિઓ પૈશાચીનો આશ્રય લે છે, જ્યારે મધ્યદેશવાસી કવિ સર્વભાષાસેવી છે' (રાજશેખર, નવમી શતાબ્દી).

(૩૦) '(રાજાસનની) પશ્ચિમે અપભ્રંશ કવિઓ' (રાજશેખર).[1]

(૩૧) સંસ્કૃતદ્વેષી લાટવાસીઓ મનોજ્ઞ પ્રાકૃતને સાંભળવાનું પસંદ કરે છે. ગુર્જરો અન્યના નહીં પણ પોતાના જ અપભ્રંશથી સંતુષ્ટ થાય છે' (ભોજ, દશમી શતાબ્દી).

(૩૨) 'અપભ્રંશ ભાષામાં ગૂંથાયેલા સંધિબંધવાળાં મહાકાવ્યો તે "અબ્ધિ-

૧. રાજશેખરમાં બીજા પણ આ પ્રકારના ત્રણચાર ઉલ્લેખો 'કાવ્યમીમાંસા'માં અને એક 'બાલરામાયણ'માં છે.

મથન” વગેરે—ગ્રામ્ય અપભ્રંશ ભાષામાં ગૂંથાયેલ અવસ્કન્ધકબંધવાળાં મહાકાવ્ય તે “ભીમકાવ્ય” વગેરે' (હેમચંદ્ર).

## (૨). અપભ્રંશના સ્વરૂપની વિચારણા

જ્યારે કોઈ સંજ્ઞા શતાબ્દીઓ સુધી વપરાતી રહે ત્યારે તેના અર્થવર્તુળમાં સમયે સમયે પરિવર્તન પણ થતું રહે એ સ્વાભાવિક છે. 'પ્રાકૃત' એટલે (૧) સાહિત્ય ને શિષ્ટ વ્યવહારની સંસ્કૃત ભાષાથી જુદી તરી આવતી જનસાધારણની ભાષા, (૨) મહારાષ્ટ્રી, (૩) મહારાષ્ટ્રી, શૌરસેની ને મગધી એ ભાષાઓ, (૪) મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી, અર્ધમાગધી, પૈશાચી ને અપભ્રંશ એ ભાષાઓ, (૫) એક તરફ સંસ્કૃત અને બીજી તરફ ગુજરાતી, હિન્દી વગેરે ઉત્તરભારતીય ભાષાઓ—એમની વચ્ચેની ભાષાઓ, (૬) લોકભાષા ગુજરાતી, અવધી, વ્રજ, વગેરે. આ ઉપરાંત પણ બે ત્રણ અર્થ નોંધી શકાય. 'અપભ્રંશ' એ સંજ્ઞાનું પણ એવું જ છે. ઈશુ પહેલાની બીજીથી માંડીને ઈસુની વીશમી શતાબ્દી સુધી એકના એક અર્થમાં 'અપભ્રંશ' શબ્દનો પ્રયોગ થયો છે એમ માની બેસનાર પોતાને માટે પાર વગરનો ગૂંચવાડો ઊભો કરવાનો. હકીકતમાં એવો ઠીકઠીક ગૂંચવાડો ઊભો થયેલો જ છે: અપભ્રંશને લગતાં પ્રાચીનોનાં સમયે સમયે અને અલગ અલગ સંદર્ભમાં કરાયેલાં કથનો એ શબ્દના અમુક એક નિયત અર્થને અનુલક્ષીને છે, એમ પહેલેથી સ્વીકારી લઈને કેટલાક અર્વાચીન વિદ્વાનોએ અપભ્રંશ વિશે ભ્રમભરેલા મતો બાંધ્યા છે. અને એથી એમને કેટલીક આધારભૂત સામગ્રીને એ મતોના ચોકઠામાં મારીમચડીને બેસાડવી પડી છે.

'અપભ્રંશ'ના અર્થો વિશે ઉપર ટાંકેલા પ્રમાણો ઉપરથી જોઈ શકાશે કે 'અપભ્રંશ'નો સાધારણ યૌગિક અર્થ છે, 'ભ્રષ્ટ કે માન્ય સ્થાનથી–ધોરણથી ચ્યુત થવું', નીચા પડવું તે'. લાક્ષણિક અર્થમાં આ પતન એટલે 'સ્ખલન 'ભ્રષ્ટતા,' 'વિકૃતિ': પછી એ આચારવિચારના પ્રદેશમાં હોય કે ભાષા–વ્યવહારના પ્રદેશમાં. ઠેઠ આપણા સમય સુધી આ અર્થમાં 'અપભ્રંશ' સંજ્ઞા વપરાતી રહી છે.

[illegible]: અને અપશબ્દો—એટલે કે સાધુ અથવા વ્યાકરણશુદ્ધ, શિષ્ટ [illegible]ને અસાધુ અથવા અશુદ્ધ, અશિષ્ટ શબ્દો વિશેની ચર્ચામાં, પતં-

જલિ (આ. ઈ. પૃ. ૧૫૦)ની પણ પહેલાંથી શિષ્ટ, સંસ્કારી વર્ગના 'સંસ્કૃત'ના વિરોધમાં જનસમૂહની સંસ્કારહીન મનાતી ભાષા તે 'પ્રાકૃત' અને તેના 'ભ્રષ્ટ', 'ગ્રામ્ય' પ્રયોગો તે 'અપભ્રંશ' કહેવાતા. અને પછીથી સમયેસમયે લોકભાષાનું સ્વરૂપ પલટાતું રહ્યું તે અનુસાર 'અપભ્રંશ' એ એક સામાન્ય સંજ્ઞા તરીકે જુદીજુદી બોલીઓને લાગી છે. પ્રાકૃતો, પ્રાકૃતનું વિશિષ્ટ રૂપ કે રૂપવિશેષો, મધ્યકાલીન દેશભાષાઓ અને અર્વાચીન મૈથિલી, ગુજરાતી આદિ ભાષાઓ, સમયભેદે કે સંદર્ભભેદે 'ભાષા,' 'પ્રાકૃત' 'અપભ્રંશ' ને 'અપભ્રષ્ટ' એવા નામનિર્દેશ પામી છે. તેમ 'દેશી' ને 'સામાન્ય ભાષા' એવી સંજ્ઞાઓ પણ દસમી શતાબ્દી પહેલાં વ્યવહારગત લોકબોલીઓ માટે વપરાતી.

શરૂઆતમાં સંસ્કૃતના વિરોધમા ગ્રામ્ય, અશિષ્ટ ગણાતી પ્રાકૃત બોલીઓ માટે 'અપભ્રંશ' શબ્દનો વ્યવહાર થતો, પણ પછીથી સાહિત્યિક પ્રાકૃતો વધુને વધુ રૂઢ સ્વરૂપ પામીને વ્યવહારની બોલીઓથી દૂર ને દૂર જવા લાગી, તે અરસામાં 'અપભ્રંશ' સામાન્ય નામમાંથી વિશેષ નામ બન્યું. કોઈપણ ગ્રામ્ય, 'વિકૃત' ભાષા માટે નહીં, પણ ભાષાવિશેષ માટે 'અપભ્રંશ' સંજ્ઞા વપરાવા લાગી. ભામહ (ઈ. છઠ્ઠી શતાબ્દી) તથા દંડી (આ. ઈ. સાતમી શતાબ્દી) સાહિત્યની ત્રણ ભાષાઓ તરીકે સંસ્કૃત, પ્રાકૃત ને અપભ્રંશનાં નામ આપે છે. આશરે સાતમી શતાબ્દીના એક તામ્રપત્રમાં, વલભીરાજ ગુહસેન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણ ભાષાઓમાં ગૂંથાયેલા સાહિત્યપ્રબંધ રચવામાં નિપુણ હતો એવો ધરસેન (બીજા)ને નામે ઉલ્લેખ છે. આ ઉલ્લેખોમાં અપભ્રંશ એ અમુક એક વિશિષ્ટ સાહિત્યભાષા તરીકે નિર્દિષ્ટ થયેલી છે. આગળ જતાં ઉદ્યોતન (આઠમી શ૦), સ્વયંભૂ (નવમી શ૦), પુષ્પદંત (દસમી શ૦) વગેરે અનેક અપભ્રંશ કવિઓ, તથા રાજશેખર (નવમી શ૦), હેમચંદ્ર અને બીજા ઘણા અપભ્રંશને એક સાહિત્યભાષા તરીકે ઓળખતા હોવાનું તેમના ઉલ્લેખ, વ્યવહાર, નિરૂપણ આદિ દ્વારા આપણે જાણીએ છીએ. પણ બીજે પક્ષે રુદ્રટ (નવમી શ૦), નમિસાધુ (અગિયારમી શ૦) તથા પુરુષોત્તમ (૧૧–૧૨મી શ૦ ?), રામશર્મા ને માર્કંડેય જેવા પ્રાકૃત વ્યાકરણકારો અપભ્રંશ એક નહીં પણ અનેક હોવાનું જણાવે છે. તો અપભ્રંશની એકતા ને

આમાં એક વસ્તુ તો સ્પષ્ટ છે કે સાહિત્યશાસ્ત્રીઓ અને વૈયાકરણોને અપભ્રંશની વાત કરવાનું એટલા માટે પ્રાપ્ત થાય છે કે તે સાહિત્યમાં વપરાય છે. જનસાધારણમાં કેવળ બોલચાલના વ્યવહારમાં જ વપરાતી બોલીઓ સાથે એમને કશી નિસ્બત ન હતી. પ્રાચીન સમયમાં સંસ્કૃતનું જ્ઞાન ધરાવતો શિષ્ટજન રાજસભામાં કે વિદગ્ધગોષ્ઠીમાં કવિયશ મેળવવા જે કાવ્યરચના કરતો તેના ઉપયોગ માટે—તેના શિક્ષણ માટે કાવ્યશાસ્ત્ર, કોશ ને વ્યાકરણ રચાતાં. નાટકના વિષયમાં એવી પ્રથા પડી ગયેલી કે તેમાં ઉચ્ચ પાત્રોની ભાષા સંસ્કૃત હોય, બીજાની પ્રાકૃત. રંગભૂમિ ઉપર રજૂ થતાં, સમાજના સંસ્કારવંચિત વર્ગોમાંથી ને ભિન્ન ભિન્ન પ્રાદેશિક વિસ્તારોમાંથી લીધેલાં પાત્રોને સહેજ વાસ્તવિકતાનો પુટ આપવા તેમની ઉક્તિઓમાં, લોકદષ્ટિએ ચડેલી ઉચ્ચારણોની તથા પ્રયોગોની બેચાર લાક્ષણિકતાઓનો છંટકાવ થતો. આમાં વાસ્તવિક જીવનમાં જેવી બોલીઓ વપરાતી તેવે જ રૂપે તેમને પાત્રોક્તિઓમાં મૂકવાનો કોઈ પ્રશ્ન નહોતો—વાસ્તવિકતામાં રાચતા અર્વાચીન યુગમાં પણ એટલે સુધી કોઈ નથી જતું, જવું શક્ય પણ નથી. પ્રાકૃતના સંસ્કૃતથી ભિન્ન એવાં થોડાંક વ્યાપક લક્ષણો તારવી તેમાં બોલીવિશેષ પ્રમાણે સહેજસાજ ફેરફાર કરી લેવાતો. ભરતનાટ્યશાસ્ત્રમાં આવી પ્રાકૃત બોલીઓમાં માગધી, આવંતી, શૌરસેની વગેરે સાત ‘ભાષાઓ’ અને શાબરી, આભીરી વગેરે અનેક ‘વિભાષાઓ’ ગણાવેલી છે. તથા અમુક પ્રદેશની ઉકારવાળી બોલી, અમુક પ્રદેશની તકારવાળી—એમ પ્રાદેશિક વિશિષ્ટતાઓની યાદી આપી છે. કયા પાત્રની ભાષા કેવી બનાવવી તે અંગેના નાટકકારને ધ્યાનમાં રાખવાના નિયમો લેખે આ માહિતીને સ્થાન મળ્યું છે, અને આવા જ હેતુથી સંસ્કૃતમાં ઉચ્ચારણાદિમાં કેવા કેવા ફેરફાર કરવા, જેથી નટોનું સંસ્કૃત પ્રેક્ષક જનતાને પ્રાકૃત બોલીઓ જેવું લાગે, તે માટેના નિયમો તત્તત્કાલીન પ્રાકૃત વ્યાકરણો આપતાં.

ભરતની પરંપરાને અનુસરનારા પુરુષોત્તમ, રામશર્મા, માર્કંડેય વગેરે પ્રાચ્ય વૈયાકરણો વિસ્તાર પૂર્વક ‘ભાષાઓ’ ને ‘વિભાષાઓ’નાં લક્ષણ આપે છે. ‘ભાષાઓ’નાં નામ મુખ્યત્વે પ્રદેશમૂલક તથા ‘વિભાષાઓ’નાં [illegible]તિમૂલક છે તે ઉપરથી કેટલાક અભ્યાસીઓએ એમ માની લીધું કે

વૈયાકરણોએ તે તે પ્રદેશ અને જાતિની વાસ્તવિક બોલીનું નિરૂપણ કર્યું છે. પણ ઉપરની ચર્ચાથી સ્પષ્ટ થશે કે વસ્તુતઃ તો તેમણે તે તે બોલીના લોકદૃષ્ટિએ ઊડીને આંખે વળગે તેવાં થોડાંક સ્થૂળ કામચલાઉ લક્ષણો જ રંગભૂમિ આદિના ઉપયોગ અર્થે નોંધ્યાં છે. એટલું જ નહીં, સમય જતાં એ લક્ષણો રૂઢ ને પરંપરાગત બનતાં ગયાં. એટલે પછી તો ઘણી બાબતમાં તેમને તત્કાલીન વાસ્તવિક પરિસ્થિતિ સાથે કશી યે લેવાદેવા ન રહી. પાત્રપ્રકારોની યાદી બદલાતી ગઈ તેમ બોલીઓનાં નામોમાં અને લક્ષણોમાં વધઘટ ને ફેરફાર થતાં રહ્યાં, પણ પ્રયોજન અને નિરૂપણની દૃષ્ટિ એનાં એ જ રહ્યાં.

પણ આ બોલીઓનો નાટક ઉપરાંત સાહિત્યમાં અન્યત્ર પણ ઉપયોગ થતો. ભરતે જેમને 'વિભાષાઓ' અને દેશભાષાઓ કહી અને અભિનવગુપ્તે જે વિભાષાઓની 'ભાષાનો અપભ્રંશ તે વિભાષા' એવી વ્યાખ્યા આપી, તેમાંથી જેમનો નાટક બહાર પ્રયોગ થતો તેમને ત્યારે 'અપભ્રંશ' નામ આપવાની પ્રથા પ્રાચ્ય વ્યાકરણકારોમાં સ્થપાઈ. છઠ્ઠી–સાતમી શતાબ્દીથી અપભ્રંશ કથાઓ—ગદ્યમય તેમ જ પદ્યમય—ના અને પ્રબંધોના ઉલ્લેખો મળે છે. અને કાવ્યશરીર તરીકે વપરાતી એક ભાષા તરીકે અપભ્રંશના વિશિષ્ટ બંધો ને છંદોની વાત સાહિત્યશાસ્ત્રીઓ કરે છે. આ પ્રકારની સંસ્કૃત ને પ્રાકૃતની એક સમકક્ષ સાહિત્યભાષા લેખે વ્યાકરણકારો તેનું નિરૂપણ કરે છે, અને અપભ્રંશમાં રચના કરવા ઈચ્છનાર વિદગ્ધો માટે સંસ્કૃતમાંથી અપભ્રંશ કેમ બનાવવું તેના નિયમો આપે છે.

મહાકાવ્ય, કથા, આખ્યાયિકા, સંધાન વગેરે જેવા વિશિષ્ટ પ્રબંધો ઉપરાંત અપભ્રંશ અન્યત્ર પણ સાહિત્યવિનોદ અર્થે વપરાતું. પ્રાંતપ્રાંતના લોકોની ભાષાને વેશભૂષાને લગતી કૌતુકમય રચનાઓ કરવાની રૂઢિ સાતમી શતાબ્દીથી ચાલુ થયેલી. ક્રીડા, ગોષ્ઠી વિગેરેમાં વિનોદ માટે થતી ભાષાચિત્ર રચનાઓમાં પણ ભાષાઓનું મિશ્રણ વપરાતું. ઉદ્યોતનની 'કુવલયમાલા'માં પ્રાદેશિક ભાષાવૈચિત્ર્યનું એક કૌતુકચિત્ર આપણને મળે છે. તેરમી શતાબ્દી લગભગના ધારમાંથી પ્રાપ્ત એક શિલાલેખમાં મળતાં નાયિકાઓનાં નખશિખ વર્ણનમાં પણ પ્રાદેશિક બોલીછટાઓનો પ્રયોગ

આમાં એક વસ્તુ તો સ્પષ્ટ છે કે સાહિત્યશાસ્ત્રીઓ અને વૈયાકરણોને અપભ્રંશની વાત કરવાનું એટલા માટે પ્રાપ્ત થાય છે કે તે સાહિત્યમાં વપરાય છે. જનસાધારણમાં કેવળ બોલચાલના વ્યવહારમાં જ વપરાતી બોલીઓ સાથે એમને કશી નિસ્બત ન હતી. પ્રાચીન સમયમાં સંસ્કૃતનું જ્ઞાન ધરાવતો શિષ્ટજન રાજસભામાં કે વિદગ્ધગોષ્ઠીમાં કવિયશ મેળવવા જે કાવ્યરચના કરતો તેના ઉપયોગ માટે—તેના શિક્ષણ માટે કાવ્યશાસ્ત્ર, કોશ ને વ્યાકરણ રચાતાં. નાટકના વિષયમાં એવી પ્રથા પડી ગયેલી કે તેમાં ઉચ્ચ પાત્રોની ભાષા સંસ્કૃત હોય, બીજાની પ્રાકૃત. રંગભૂમિ ઉપર રજૂ થતાં, સમાજના સંસ્કારવંચિત વર્ગોમાંથી ને ભિન્ન ભિન્ન પ્રાદેશિક વિસ્તારોમાંથી લીધેલાં પાત્રોને સહેજ વાસ્તવિકતાનો પુટ આપવા તેમની ઉક્તિઓમાં, લોકદૃષ્ટિએ ચડેલી ઉચ્ચારણોની તથા પ્રયોગોની બેચાર લાક્ષણિકતાઓનો છંટકાવ થતો. આમાં વાસ્તવિક જીવનમાં જેવી બોલીઓ વપરાતી તેવે જ રૂપે તેમને પાત્રોક્તિઓમાં મૂકવાનો કોઈ પ્રશ્ન નહોતો—વાસ્તવિકતામાં રાચતા અર્વાચીન યુગમાં પણ એટલે સુધી કોઈ નથી જતું, જવું શક્ય પણ નથી. પ્રાકૃતના સંસ્કૃતથી ભિન્ન એવાં થોડાંક વ્યાપક લક્ષણો તારવી તેમાં બોલીવિશેષ પ્રમાણે સહેજસાજ ફેરફાર કરી લેવાતો. ભરતનાટ્યશાસ્ત્રમાં આવી પ્રાકૃત બોલીઓમાં માગધી, આવંતી, શૌરસેની વગેરે સાત 'ભાષાઓ' અને શાબરી, આભીરી વગેરે અનેક 'વિભાષાઓ' ગણાવેલી છે. તથા અમુક પ્રદેશની ઉકારવાળી બોલી, અમુક પ્રદેશની તકારવાળી—એમ પ્રાદેશિક વિશિષ્ટતાઓની યાદી આપી છે. કયા પાત્રની ભાષા કેવી બનાવવી તે અંગેના નાટકકારને ધ્યાનમાં રાખવાના નિયમો લેખે આ માહિતીને સ્થાન મળ્યું છે, અને આવા જ હેતુથી સંસ્કૃતમાં ઉચ્ચારણાદિમાં કેવા કેવા ફેરફાર કરવા, જેથી નટોનું સંસ્કૃત પ્રેક્ષક જનતાને પ્રાકૃત બોલીઓ જેવું લાગે, તે માટેના નિયમો તત્તત્કાલીન પ્રાકૃત વ્યાકરણો આપતાં.

ભરતની પરંપરાને અનુસરનારા પુરુષોત્તમ, રામશર્મા, માર્કંડેય વગેરે પ્રાચ્ય વૈયાકરણો વિસ્તાર પૂર્વક 'ભાષાઓ' ને 'વિભાષાઓ'નાં લક્ષણ આપે છે. 'ભાષાઓ'નાં નામ મુખ્યત્વે પ્રદેશમૂલક તથા 'વિભાષાઓ'નાં [illegible]તિમૂલક છે તે ઉપરથી કેટલાક અભ્યાસીઓએ એમ માની લીધું કે

વૈયાકરણોએ તે તે પ્રદેશ અને જાતિની વાસ્તવિક બોલીનું નિરૂપણ કર્યું છે. પણ ઉપરની ચર્ચાથી સ્પષ્ટ થશે કે વસ્તુતઃ તો તેમણે તે તે બોલીના લોકદૃષ્ટિએ ઊડીને આંખે વળગે તેવાં થોડાંક સ્થૂળ કામચલાઉ લક્ષણો જ રંગભૂમિ આદિના ઉપયોગ અર્થે નોંધ્યાં છે. એટલું જ નહીં, સમય જતાં એ લક્ષણો રૂઢ ને પરંપરાગત બનતાં ગયાં. એટલે પછી તો ઘણી બાબતમાં તેમને તત્કાલીન વાસ્તવિક પરિસ્થિતિ સાથે કશી યે લેવાદેવા ન રહી. પાત્રપ્રકારોની યાદી બદલાતી ગઈ તેમ બોલીઓનાં નામોમાં અને લક્ષણોમાં વધઘટ ને ફેરફાર થતાં રહ્યાં, પણ પ્રયોજન અને નિરૂપણની દૃષ્ટિ એનાં એ જ રહ્યાં.

પણ આ બોલીઓનો નાટક ઉપરાંત સાહિત્યમાં અન્યત્ર પણ ઉપયોગ થતો. ભરતે જેમને 'વિભાષાઓ' અને દેશભાષાઓ કહી અને અભિનવગુપ્તે જે વિભાષાઓની 'ભાષાનો અપભ્રંશ તે વિભાષા' એવી વ્યાખ્યા આપી, તેમાંથી જેમનો નાટક બહાર પ્રયોગ થતો તેમને ત્યારે 'અપભ્રંશ' નામ આપવાની પ્રથા પ્રાચ્ય વ્યાકરણકારોમાં સ્થપાઈ. છઠ્ઠી–સાતમી શતાબ્દીથી અપભ્રંશ કથાઓ—ગદ્યમય તેમ જ પદ્યમય—ના અને પ્રબંધોના ઉલ્લેખો મળે છે. અને કાવ્યશરીર તરીકે વપરાતી એક ભાષા તરીકે અપભ્રંશના વિશિષ્ટ બંધો ને છંદોની વાત સાહિત્યશાસ્ત્રીઓ કરે છે. આ પ્રકારની સંસ્કૃત ને પ્રાકૃતની એક સમકક્ષ સાહિત્યભાષા લેખે વ્યાકરણકારો તેનું નિરૂપણ કરે છે, અને અપભ્રંશમાં રચના કરવા ઈચ્છનાર વિદગ્ધો માટે સંસ્કૃતમાંથી અપભ્રંશ કેમ બનાવવું તેના નિયમો આપે છે.

મહાકાવ્ય, કથા, આખ્યાયિકા, સંઘાત વગેરે જેવા વિશિષ્ટ પ્રબંધો ઉપરાંત અપભ્રંશ અન્યત્ર પણ સાહિત્યવિનોદ અર્થે વપરાતું. પ્રાંતપ્રાંતના લોકોની ભાષાને વેશભૂષાને લગતી કૌતુકમય રચનાઓ કરવાની રૂઢિ સાતમી શતાબ્દીથી ચાલુ થયેલી. ક્રીડા, ગોષ્ઠી વિગેરેમાં વિનોદ માટે થતી ભાષાચિત્ર રચનાઓમાં પણ ભાષાઓનું મિશ્રણ વપરાતું. ઉદ્યોતનની 'કુવલયમાલા'માં પ્રાદેશિક ભાષાવૈચિત્ર્યનું એક કૌતુકચિત્ર આપણને મળે છે. તેરમી શતાબ્દી લગભગના ધારમાંથી પ્રાપ્ત એક શિલાલેખમાં મળતાં નાયિકાઓનાં છ નખશિખ વર્ણનમાં પણ પ્રાદેશિક બોલીછટાઓનો પ્રયોગ

યેલો છે. ભોજના 'સરસ્વતીકંઠાભરણ' વગેરે જેવા ગ્રંથોમાં ભાષાચિત્રનું વિગતે નિરૂપણ થયું છે. આવી રચનાઓમાં જ્યારે પ્રાદેશિક બોલીઓની છાંટવાળી ભાષા વપરાતી, ત્યારે તે પણ કેટલીક વાર અપભ્રંશ કે અપભ્રષ્ટ કહેવાતી. આ દૃષ્ટિએ અપભ્રંશના અનેક ભેદો ગણાતા. વિષ્ણુધર્મોત્તર અને વાગ્ભટની 'અપભ્રંશ'ની વ્યાખ્યા આ જ રીતે ઘટાવી શકાય. તેમ જ ઉપનાગર, આભીર ને ગ્રામ્ય એવા નમિસાધુએ નોંધેલા ભેદો, કે નાગર, વ્રાચડ ને ઉપનાગર (તથા પાંચાલ, માગધ, વૈદર્ભ વગેરે બીજા વીશ). એ પ્રાચ્ય વૈયાકરણોએ આપેલા ભેદો, અથવા તો રુદ્રટે કહેલા દેશવિશેષ પ્રમાણેના ભૂરિભેદો ઉક્ત પ્રકારની રચનાઓને અનુલક્ષીને હોય એ ઘણું સંભવિત છે,

પણ આ પ્રકારે સમયે સમયે જુદાજુદા અર્થોમાં 'અપભ્રંશ' એ સંજ્ઞા પ્રચલિત બનવાને કારણે અપભ્રંશના સ્વરૂપ વિશે સારો એવો ગૂંચવાડો ઊભો થતો રહ્યો છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પૈશાચિક એ પ્રકારનું વર્ગીકરણ દંડી, ઉદ્યોતનસૂરિ, રાજશેખર અને પ્રાચ્ય વયાકરણોમાં સ્વીકારાયું છે, તો બીજે પક્ષે સંસ્કૃત, પ્રાકૃત; માગધી, શૌરસેની, પૈશાચી અને અપભ્રંશ એ જાતની ભાષાવ્યવસ્થા પણ રુદ્રટ, ભોજ, હેમચંદ્ર અમરચંદ્ર વગેરેમાં મળે છે.

દંડી અપભ્રંશને આભીર વગેરેની ભાષા તરીકે ઓળખાવે છે. અને પછીથી પણ વિરહાંક વગેરે આભીરી ભાષા કે આભીરોક્તિ તરીકે જે નમૂના આપે છે તે અપભ્રંશના જ હોય છે. આભીરી સાથે અપભ્રંશનો ગાઢ સંબંધ હોવાનાં બીજાં પણ અનેક પ્રમાણો છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં બીજી શતાબ્દીમાં સૌરાષ્ટ્રમાં આભીરરાજ ઈશ્વરસેનનું શાસન હોવાનો ઉલ્લેખ મળે છે. પુરાણોમાં ઉત્તરના, વાયવ્ય કે પશ્ચિમના પ્રદેશો સાથે આભીરોનો સંબંધ બતાવ્યો છે. મહાભારત (સભાપર્વ) ને બ્રહ્માંડપુરાણ આભીરોને સિંધુપ્રદેશમાં મૂકે છે. આભીરોની વસાહતો ક્રમે કરીને દક્ષિણ તરફ ખસી હોવાના પુરાવા મળે છે. 'બૃહત્સંહિતા'માં આભીરો આનર્ત ને સૌરાષ્ટ્રમાં હોવાનું તેમ જ કોંકણમાં હોવાનું કહ્યું છે. આમ સિંધ, રાજસ્થાન, વ્રજભૂમિ, માળવા, ગુજરાત, સૌરાષ્ટ્ર, ખાનદેશ ને વરાડ સુધીનો પ્રદેશ સમયેસમયે આભીરો સાથે સંકળાયેલો જણાય છે. અપભ્રંશનાં

વિસ્તૃત મહાકાવ્યો વિદર્ભ આસપાસના દિગંબર જૈન કવિઓનાં અને ગુજરાત-રાજસ્થાનના શ્વેતાંબર જૈન કવિઓનાં, અપભ્રંશ સાહિત્યરચનાનો શિલાલેખગત પ્રાચીન ઉલ્લેખ સારાષ્ટ્રના વલભીનો. ઉપલબ્ધ સવિસ્તર નિરૂપણ ગુજરાતના હેમચંદ્રનું વગેરે હકીકતો જોતાં તેમ જ અર્વાચીન હિંદી, રાજસ્થાની ને ગુજરાતીનો અપભ્રંશ સાથેનો ઘનિષ્ઠ સંબંધ જોતાં ઉપર્યુક્ત કથન સમર્થિત થાય છે.

ભાષાવિકાસની દૃષ્ટિએ અપભ્રંશનું સ્થાન પ્રાકૃત પછી અને અર્વાચીન ઉત્તર ભારતીય ભાષાઓની પહેલાં છે. ભારતીય ભાષાઓનો-ભારતીય-આર્ય ભાષાનો વેદથી લઈને આજ સુધીનો ઇતિહાસ અભ્યાસની સગવડ ખાતર સ્થૂળ રીતે ત્રણ ભૂમિકામાં વહેંચી નખાયો છે. પ્રાચીન ભારતીય-આર્ય (વૈદિક ભાષા, પ્રશિષ્ટ સંસ્કૃત), મધ્યમ ભારતીય-આર્ય (પાલિ, પ્રાકૃતો, અપભ્રંશ), નવ્ય ભારતીય-આર્ય (હિંદી, ગુજરાતી, મરાઠી, બંગાળી વગેરે). આમાંથી મધ્યમ ભારતીય-આર્ય ભૂમિકાના પ્રાચીન (અશોકકાલીન બોલીઓ, પાલિ વગેરે), મધ્યમ (સાહિત્ય, નાટક વગેરેની પ્રાકૃતો) અને અંતિમ (અપભ્રંશ) એવા પેટાવિભાગ પાડી શકાય. એ રીતે જોતાં અપભ્રંશ મધ્યમ અને અર્વાચીન ભૂમિકા વચ્ચેની સંક્રમણ દશા રજૂ કરે છે. અપભ્રંશ અમુક અંશે પ્રાકૃત જ હોવા છતાં તેની પોતાની આગવી વિશિષ્ટતાઓ ઘણી છે, જે આગળ જતાં અર્વાચીન ભૂમિકામાં ઊતરી આવે છે.

અપભ્રંશનું ઉચ્ચારણ મુખ્ય વિગતોમાં પ્રાકૃત ભૂમિકાનું ચાલુ રહ્યું હોવાનું કહી શકાય. અંત્ય સ્વરોને હ્રસ્વ ઉચ્ચારવાનું પ્રબળ વલણ, અનાદ્ય સ્થાને રહેલા 'એ-ઓ'નું પણ હ્રસ્વ ઉચ્ચારણ, અનુનાસિક સ્વરોની બહુલતા, નાસિક્ય વકાર, બે સ્વર વચ્ચેના 'મ'નો 'હ', -'મ્-' >(પૂર્વસ્વરદીર્ઘત્વ)+'-વ્-' એ પ્રક્રિયા, પ્રદેશભેદે અધોરેફ વાળા સંયુક્ત વ્યંજનો જાળવી રાખવા અને ક્વચિત્ (આદ્યાક્ષરમાં) રકારનો પ્રક્ષેપ—વગેરે વિગતોમાં અપભ્રંશ પ્રાકૃતથી જુદી પડે છે. રૂપાખ્યાનમાં સાર્વનામિક પ્રત્યયોમાંથી ઊતરી આવેલા પ્રત્યયો નામિક રૂપાખ્યાનમાં પણ સાદૃશ્યબળે વપરાતા થઈ ગયા છે. અને અકારાંત અંગોનો પ્રભાવ સર્વગ્રાહી છે. પ્રથમા-દ્વિતીયા, તૃતીયા-સપ્તમી અને પંચમી-ષષ્ઠીની ભેળસેળ થતાં ચારેક

વિભક્તિઓ અલગ પાડી શકાય છે અને પરિણામે અનુગોનો પ્રચાર વધ્યો છે. આ ઉપરાંત જે ફેરફાર ખાસ ધ્યાન ખેંચે છે તે વિભક્તિના વિશિષ્ટ પ્રયોગો, અને રૂઢોક્તિઓ. એ દૃષ્ટિએ અપભ્રંશ પ્રાકૃત કરતાં અર્વાચીન ભાષાઓની વધુ નિકટ છે. શબ્દભંડોળના વિષયમાં પણ આજ વસ્તુ જણાઈ આવે છે. પ્રાકૃતેની તુલનામાં અપભ્રંશમાં દેશ્ય શબ્દોનો વપરાશ વધ્યો છે અને તેમાંથી કેટલાયે અર્વાચીન ભાષાઓમાં ઊતરી આવ્યા છે.

અપભ્રંશ સાહિત્યની ઉપલબ્ધ કૃતિઓમાં જે ભાષા મળે છે, તે સ્થૂળ દૃષ્ટિએ એકરૂપ ગણી શકાય તેવી છે, પણ અર્વાચીન પૃથક્કરણની દૃષ્ટિએ જોતાં સમય અને પ્રદેશ અનુસાર તેમાં કેટલીક ભિન્નતા તરત જ તરી આવે છે. દિગંબરો અને શ્વેતાંબરોની અપભ્રંશ કૃતિઓની ભાષા—મૂળે તો પ્રાદેશિક ભેદને કારણે—કેટલીક પોતપોતાની વિશિષ્ટતા ધરાવે છે; તેમ સ્વયંભૂ, પુષ્પદંત, હરિભદ્ર વગેરેના શિષ્ટ, ઉચ્ચ, પાંડિત્યપ્રચુર અપભ્રંશની તુલનામાં 'પરમાત્મપ્રકાશ', 'દોહાકોશ' વગેરેનો તથા હેમચંદ્રમાં ઉદ્ધૃત થયેલા કેટલાક દોહાઓનો કાંઈક આ તરફનો ને લૌકિક અપભ્રંશ જુદો પડે છે.

## (૩) મૂળ સંદર્ભો

(૧) अत्यारूढिर्भवति महतामप्यपभ्रंशनिष्ठा। (શાકુન્તલ, ૪, ૫) (૨) સરસ્વતીચંદ્ર, ૧ (નવમી આવૃત્તિ, ૧૯૩૪), ૩૧૦, ૨૧૯. (૩) ઉમાશંકર જોષી 'જન્મભૂમિ' કલમકિતાબ, ૧૨–૫–૧૯૪૯. (૪) शब्दप्रकृतिरपभ्रंश इति सग्रहकारः। (ભર્તૃહરિકૃત વાક્યપદીય, ૧, ૧૪૮ વાર્તિક). (૫) भूयांसोऽपशब्दा अल्पीयांस. शब्दा इति। एकैकस्य शब्दस्य बहवोऽपभ्रंशाः यथा गौरित्यस्य शब्दस्य गावी गोणी गोता गोपोतलिकेत्यादयो बहवेऽपभ्रंशा, (મહાભાષ્ય, ૧–૧–૧). (૬) नाप्रकृतिरपभ्रंश. स्वतंत्रः कश्चिद्विद्यते। सर्वस्यैव हि साधुरेवापभ्रंशस्य प्रकृतिः। प्रसिद्धिस्तु रुढितामापद्यमानाः स्वातंत्र्यमेव केचिदपभ्रंशा लभन्ते। तत्र गौरिति प्रयोक्तव्ये अशक्त्या प्रमादादिभिर्वा गाव्यादयस्तत्प्रकृतयोऽपभ्रंशाः प्रयुज्यन्ते। વાક્યપદીય. ૧. ૧૪૮, વાર્તિક) (૭) शास्त्रे तु संस्कृतादन्यदपभ्रंशतयोदितम्। (દણ્ડી, કાવ્યલક્ષણ, ૧, ૩૬). (૮)

भाषा संस्कृतापभ्रंशः भाषापभ्रंशस्तु विभाषा । सा तत्तद्देश एव गह्वरवासिनां च । (ભરતનાટ્યશાસ્ત્ર, ૧૭-૪૯-૫૦ ઉપરની અભિનવભારતી) (૯) अपभ्रष्टं तृतीयं च तदनन्तं नराधिप । देशभाषाविशेषेण ।। (વિષ્ણુધર્મોત્તર, ૩, ૩). (૧૦) अपभ्रंशस्तु यच्छुद्धं तत्तद्देशेषु भाषितम् । (વાગ્ભટાલંકાર ૨, ૩); यत्तेषु तेषु कर्णाटपाञ्चालादिषु देशेषु शुद्धमपरभाषाभिरमिश्रितं भाषितं सोऽपभ्रंशः भवतीत्यर्थः । ઉપરના શ્લોકાર્ધ પરની સિંહદેવગણિની ટીકા). (૧૧) देसिल वअना सब जन मिट्ठा । त तैंसन जपओ अवहट्ठा (કીર્તિલતા, ૧, ૧૩). (૧૨) નલાખ્યાન, ૧-૧૧. (૧૪) षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः । (રુદ્રટ. કાવ્યાલંકાર, ૨-૧૨). (૧૫) इयं च देशगीश्च प्रायोऽपभ्रंशे निपततीति । રામચંદ્ર-ગુણચંદ્ર, નાટ્યદર્પણ, ૧૯૫ અ.) (૧૬) संस्कृतं प्राकृतं चैव गीतं द्विविधमुच्यते ।। अपभ्रष्टं तृतीयं च तदनन्तं नराधिप । देशभाषाविशेषेण तस्यान्तो नेह विद्यते ।। (વિષ્ણુધર્મોત્તર, ૩, ૩). (૧૭) संस्कृतं प्राकृतं चान्यदपभ्रंश इति त्रिधा, ભામહ, કાવ્યાલંકાર ૧-૧૬). (૧૮) तदेतद्वाङ्मयं भूयः संस्कृतं प्राकृतं तथा । अपभ्रंशश्च मिश्रं चेत्याहुरार्याश्चतुर्विधम् ।। દણ્ડી, કાવ્યલક્ષણ (=કાવ્યાદર્શ), ૧-૩૨; आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः शास्त्रेषु संस्कृतादन्यदपभ्रंशतयोदितम् ।। (કાવ્યલક્ષણ, ૧-૩૬). (૧૯) संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धप्रबन्धरचनानिपुणतरान्तःकरणः । (ધરસેનના શક સંવત ૪૦૦ના બનાવટી તામ્રપત્રમાં ગુહસેનનું વિશેષણ, ઇન્ડિયન એન્ટિક્વરિ, ૧૦-૨૮૪). (૨૦) કુવલયમાલા, પૃ. ૬૬. (૨૧) शब्दार्थौ ते शरीरं, संस्कृतं मुखं, प्राकृतं बाहु., जघनमपभ्रंशः पैशाचं पादौ, उरो मिश्रम् । (રાજશેખર, કાવ્યમીમાંસા, પૃ. ૮). (૨૨) पद्यं प्रायः संस्कृतप्राकृतापभ्रंश-ग्राम्यभाषानिबद्धं,...महाकाव्यम् । (હેમચંદ્ર, કાવ્યાનુશાસન, ૮-૩૩૦) (૨૩) अवहट्टयसक्कयपाइयंमि पेसाइयमि भासाए । लक्खणछंदाहरणे सुकइत्तं भूसियं जेहि ।। (અબ્દલ રહમાન, સંદેશરાસક, ૧-૬). (૨૪) संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितम् । इति भाषाश्चतस्रोऽपि यान्ति काव्यस्य कायताम् । (વાગ્ભટ, વાગ્ભટાલંકાર, ૨-૧). (૨૫) भाषाभेदनिमित्तः षोढा भेदोऽस्य सम्भवति ।। प्राकृतसंस्कृतमागधपिशाचभाषाश्च सूरसेनी च । षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः । રુદ્રટ, કાવ્યાલંકાર, ૨।૧૧-૧૨. (૨૬) संस्कृतेनैव कोऽप्यर्थः प्राकृतेनैव चापरः । शक्यो रचयितुं कश्चिदपभ्रंशेन वा पुनः पैशाच्या शौरसेन्या च मागध्याऽन्यो निबध्यते । (ભોજ,

સ્વતીકણ્ઠાભરણ, ૨।૧૦–૧૧). (૨૭) सकलजगज्जन्तूनां व्याकरणादिभिरनाहित-संस्कारः सहजो वचनव्यापारः प्रकृतिः । तत्र भवं सैव वा प्राकृतम् ।...... तदेव च देशविशेषात् संस्कारकरणाच्च समासादितविशेषं सत् संस्कृताद्युत्तरविभेदानाप्नोति... तथा प्राकृतमेवापभ्रंशः । स चान्यैरुपनागराभीरग्राम्यत्वभेदेन त्रिधोक्तः तन्निरासार्थमुक्तं भूरिभेद इति । कुतो देशविशेषात् कारणात् । तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम् । નમિસાધુ, કાવ્યાલંકારવૃત્તિ, ૨–૧૨). (૨૮) भाषा षट् संस्कृतादिकाः । भाष्यन्ते भाषाः संस्कृत–प्राकृत–मागधी–शौरसेनी–पैशाच्यपभ्रंशलक्षणा ( હેમચંદ્ર, અભિધાનચિન્તામણિ. ૨।૧૯૯). (૨૯) गौडाद्याः संस्कृतस्थाः परिचितरुचयः प्राकृते लाटदेश्याः । सापभ्रंशप्रयोगाः सकलमरुभुवष्टक्कभादानकाश्च ॥ आवन्त्याः पारियात्राः सह दशपुरजैर्भूतभाषां भजन्ते । यो मध्येमध्यदेशं निवसति स कविः सर्वभाषा-निषण्णः ॥ રાજશેખર, કાવ્યમીમાંસા, પૃ. ૫૧). (૩૦) पश्चिमेनापभ्रंशिनः कवयः । (કાવ્યમીમાંસા, પૃ. ૫૪–૫૫). (૩૧)शृण्वन्ति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः। अपभ्रंशेन तुष्यन्ति स्वेन नान्येन गुर्जराः ॥ ( ભોજ, સરસ્વતી-કણ્ઠાભરણ, ૨–૧૩). (૩૨) अपभ्रंशभाषानिबद्धसन्धिबन्धमथमब्धिमथनादि । ग्राम्यापभ्रंशभाषानिबद्धस्कन्धकबन्धं भीमकाव्यादि । હેમચંદ્ર, કાવ્યાનુશાસન, ૮–૩૩૭).

## ૨. હેમચંદ્રીય અપભ્રંશ

પુરુષોત્તમ, રામશર્મા, માર્કંડેય, ત્રિવિક્રમ, લક્ષ્મીધર વગેરેના પ્રાકૃત વ્યાકરણોમાં અપભ્રંશ વિશે વધતીઓછી માહિતી આપેલી છે, પણ કાં તો તેઓ હેમચંદ્ર કરતાં અર્વાચીન કે તેના ઉપજીવી છે, અથવા તો તેમની માહિતી ટૂંકી ને અવ્યવસ્થિત છે. પ્રાચીનતાની તેમ જ વિસ્તાર અને વ્યવસ્થાની દૃષ્ટિએ હેમચંદ્રનું અપભ્રંશનું નિરૂપણ સૌમાં આગળ પડતું, અને ઉદ્ધૃત ઉદાહરણોને લીધે પ્રામાણિકતાની સ્પષ્ટ છાપવાળું છે.

હેમચંદ્રે અપભ્રંશ એકરૂપ હોય તેવી રીતે તેનું પ્રતિપાદન કર્યું છે. તેમણે ક્યાંક અપભ્રંશના વિવિધ ભેદોનો ઉલ્લેખ સરખોયે નથી કર્યો. તેઓ અપભ્રંશને એક સાહિત્યભાષા ગણવાની પરંપરાને અનુસરે છે. જેમ શૌરસેની, માગધી, પૈશાચી વગેરે પ્રાકૃતપ્રકારોની અને તેમનાં વ્યાવર્તક લક્ષણોની તેમણે સ્પષ્ટપણે નોંધી લીધી છે, તેવી રીતે અપભ્રંશપ્રકારો વિશે કશોયે ઇશારો નથી કર્યો. તેમના 'કાવ્યાનુશાસન'માં એક સ્થળે ગ્રામ્ય અપભ્રંશનો અને તેમાં રચાયેલા કાવ્યના નામનો નિર્દેશ છે ખરો, પણ તે તો શિષ્ટ સર્વસાધારણ સાહિત્યભાષાના, સ્થાનિક અંશવાળા ભેળસેળિયા રૂપને ઉદ્દેશીને હોવાનું સમજાય છે. એટલે એ સ્પષ્ટ છે કે હેમચંદ્રને 'અપભ્રંશ' નામ નીચે એક પ્રતિષ્ઠિત સાહિત્યભાષા જ અભિપ્રેત હતી. પણ જુદાજુદા સમયનાં પૂર્વરચિત વ્યાકરણો જુદાજુદા સમયની ને પ્રદેશની સાહિત્યરચનાઓ પર આધારિત હોવાથી હેમચંદ્રનિરૂપિત અપભ્રંશમાં ભાષાકીય પૃથક્કરણની દૃષ્ટિએ ભિન્નભિન્ન દેશકાળની વિવિધ ભાષાસામગ્રીનો શંભુમેળો અનિવાર્ય બન્યો છે.

પહેલાં આપણે હેમચંદ્રે આપેલાં ઉદાહરણો પરથી હેમચંદ્રથી સ્વતંત્ર રીતે વ્યાકરણની રૂપરેખા તારવીએ.

### ક. વ્યાકરણની રૂપરેખા

આ રૂપરેખા ધ્વનિવિકાસ, આખ્યાતિક રૂપતંત્ર, શબ્દસિદ્ધિ, નામિક રૂપતંત્ર અને પ્રયોગો એવા વિભાગોમાં વહેંચી છે.

## (૧) ધ્વનિવિકાસ

મુખ્યત્વે પ્રાકૃતની પરિસ્થિતિ અપભ્રંશમાં ચાલુ રહી છે. સંસ્કૃત ભૂમિકામાંથી પ્રાકૃત–અપભ્રંશ ભૂમિકારૂપે સિદ્ધ થયેલા ધ્વનિપરિવર્તનનો ટૂંક સાર અપભ્રંશની રડીખડી વિશિષ્ટતાઓ સાથે આ પ્રમાણે છે :

નિયમ ૧. મૂળના એકવડા સ્વરો સામાન્ય નિયમ તરીકે સર્વત્ર એમ ને એમ જળવાઈ રહે છે. અપવાદો :

(૧) આદ્ય 'ઋ' નો 'રિ': ઋષિ–રિસિ, ઋણ–રિણ, ઋદ્ધિ–રિદ્ધિ. અનાદ્ય 'ઋ'નો 'અ', 'ઇ', (ઓષ્ઠ્ય સંદર્ભમાં) 'ઉ': તૃણ–તણ, કૃષ્ણ–કણ્હ, નૃત્યતિ–નચ્ચઇ; ઘૃત–ઘિઅ, કૃત–કિય, ધૃષ્ટ–ધિટ્ઠ, તૃષા–તિસ, અમૃત–અમિય, પૃચ્છતિ–પુચ્છઇ, પૃચ્છટ–પુટ્ઠ, ભૃષ્ટ–ભુટ્ઠ, મૃત–મુઅ.

(૨) સંયુક્ત વ્યંજનનો, કે અનુસ્વારનો, પૂર્વવર્તી (એટલે કે બંધ અક્ષરમાં રહેલો) દીર્ઘ સ્વર હ્રસ્વ થાય છે. ક્વચિત નાસિક્ય વ્યંજનની પૂર્વેના 'એ' 'ઓ', હ્રસ્વ થાય છે, કાર્ય–કજ્જ, આર્ય–અજ્જ, એમ–ઇમ: કીર્તિ–કિત્તિ, તીક્ષ્ણ–તિક્ખ, પૂર્ણ–પુન્ન, જૂર્ણ–જુન્ન, શ્રેષ્ઠ–સેટ્ઠ, ઓષ્ઠ–ઓટ્ઠ.

(૩) 'સ્સ' ને 'વ્વ' એકવડા બનતાં (જુઓ ૧૨) પૂર્વ સ્વર દીર્ઘ થાય છે. પાર્શ્વ–પસ્સ–પાસ, દૃશ્યતે–દિસ્સઇ–દીસઇ, સર્વ–સવ્વ–સાવ, જ્ઞાયતે–નવ્વઇ–નાવઇ.

(૪) ક્વચિત આદ્ય સ્વર (મોટે ભાગે વાક્યસંધિના પરિણામે) લુપ્ત થાય છે. અરણ્ય–અરન્ન–રન્ન, અન્યપક્ષ–અન્નવક્ખ–નવખ,ઉપવિશતિ–ઉવવિસઇ–બઇસઇ.

નિયમ ૨. સંયુક્ત સ્વરોમાં 'ઐ'>'એ' કે 'અઇ' અને 'ઔ' >'ઓ' કે 'અઉ' એવી પ્રક્રિયા છે: વૈર–વેર,વઇર, ભૈરવ–ભેરવ; ભઇરવ, વૈદ્ય– વેજ્જ; ઔષધ–ઓસઢ, ગૌર–ગોર, ગઉર; સૌભાગ્ય–સોહગ્ગ.

નિયમ ૩. અપભ્રંશમાં અંત્ય સ્વર હ્રસ્વ હોય છે, એટલે મૂળના અંત્ય દીર્ઘ સ્વર હ્રસ્વ બને છે, અને 'એ'નો હ્રસ્વ 'એ' કે 'ઇ'; તથા 'ઓ'નો હ્રસ્વ કે 'ઉ'થાય છે.ક્વચિત અંત્ય 'અ'નો 'ઉ' થાય છે:માલા–માલ, નાવા–નાવ,

બા-લીઉ, નદી-નઈ વાણી-વાણિ,, વધૂ-વહુ. તલે-તલેં, તલિ, જણુહોં-જણહુ. જનાઃ-જણો-જણ, અદ્ય-અજ્જુ

વ્યંજનો. વ્યંજનોના પરિવર્તનનો આધાર તેમના સ્વરૂપ, શબ્દગત સ્થાન ને સંદર્ભ ઉપર છે.

નિયમ ૪. એકવડા આદ્ય વ્યંજન જળવાઇ રહે છે અપવાદો :

(૧) અપભ્રંશ હસ્તપ્રતોમાં આદ્ય 'ન્' ને સ્થાને 'ણ્' લખવાનું પ્રબળ વલણ છે.

(૨) 'ય્'>'જ્': ય-જે, જુ, યથા-જઉ, યૌવન-જોવ્વણ

(૩) 'શ્', 'ષ્'>'સ્' (ક્વચિત 'છ્'); શબ્દ-સદ્. શત-સય, ષોડશ-સોલહ, ષણ્મુખ-છમ્મુહ, શાવ-છાવ

(૪) ક્વચિત અલ્પપ્રાણનો મહાપ્રાણ થાય છે. (વિશેષે સકારના સંપર્કે); પનસ-ફણસ, કંસ-ખાસ, બિસ-ભિસ.

નિયમ ૫. એકવડા અંત્ય વ્યંજન લુપ્ત થાય છે.
મહત્-મહ, વિદ્યુત્-વિજ્જુ, વણિક્-વણિ, ષટ્-છ

નિયમ ૬. એકવડા મધ્યવર્તી વ્યંજનોમા નીચે પ્રમાણે પરિવર્તન થાય છે:

(૧) 'ક્', 'ગ્', 'ચ્', 'જ્', 'ત્', 'દ્', 'ય્' ઘણુંખરું લુપ્ત થાય છે. તેમની આગળનો (કે આગળનો તેમ જ પાછળનો) સ્વર 'અ' કે 'આ' હોય ત્યારે લુપ્ત થયેલા વ્યંજનનું સ્થાન લઘુપ્રયત્ન યકાર (=યશ્રુતિ) લે છે. પૂર્વ સ્વર 'ઉ' કે 'ઓ' હોય ત્યારે લુપ્ત વ્યંજનનું સ્થાન ક્વચિત્ વશ્રુતિ લે છે. આ યશ્રુતિ અને વશ્રુતિની બાબતમાં હસ્તપ્રતોમાં ઘણી અનવસ્થા છે.

ક્ : લોક-લોઅ, બાલક-બાલય. કર્ણિકાર-કણિઆર

ગ્ : ગગન–ગયણ, યોગ–જોઅ, રાગ–રાય

ચ્ : વચન–વયણ, રચિત–રઇઅ, સૂચિ–સૂઇ

જ્ : ગજ–ગય, રાજ–રાય, રજની–રયણિ

ત્ : ગલિત–ગલિઅ, અસતી–અસઇ, ગત–ગય, હસતિ–હ
ચતુર્–ચઉ

દ્ : વદન–વયણ, પાદ–પાય, મદ–મય, ઉદધિ–ઉઅહિ, ઉ
રોદિતિ–રોવઇ

ય્ : નયન–નયણ, ક્ષય–ખય, લય–લય, પ્રિય–પિઅ.

(૨) ક્વચિત્ ઉપર્યુક્ત વ્યંજન લુપ્ત ન થતાં, તેમાંથી
ઘોષ સ્પર્શ વ્યંજનો હોય તે જળવાય છે, અને
હોય તે ઘોષ બને છેઃ

જગત્–જગ, ભોગ–ભોગ, એક–એગ, ક્ષયકાલ–ખયગ
મતિ–મદિ, પ્રજાપતિ–પ્રયાવદિ, કૃત–કિદ.

(૩) 'ખ્,' 'ઘ્,' 'થ્,' 'ધ્,' 'ફ્,' 'ભ્'નો 'હ' થાય

ખ્ : મુખ–મુહ, રેખા–રેહ, સુખ–સુહ.

ઘ્ : મેઘ–મેહ, માઘ–માહ, અસ્તાઘ–અથાહ, લઘુ–લહુ

થ્ : રથ–રહ, મથિત–મહિઅ, કથયતિ–કહેઇ

ધ્ : વિધવા–વિહવ, મધુ–મહુ, અધર–અહર, વધૂ–વહુ

ફ્ : સફલ–સહલ, નિષ્ફલ–નિંબહલ, વિફલ–વિહલ

ભ્ : લાભ–લાહ, દુર્લભ–દુલ્લહ, વલ્લભ–વલ્લહ, લભતે–લહઇ,
શોભતે–સોહઇ.

(૪) ક્વચિત્ (૩)માં ગણાવેલાનો 'હ' ન થતાં, તેમાંથી જો
ઘોષ હોય તે જળવાય છે, અઘોષ હોય તે ઘોષ બને
સુખ–સુઘ, સફલ–સભલ, મેઘ–મેઘ

(૫) 'ટ્'>'ડ્'; 'ઠ્'>'ઢ્'.

ટ્ : ઘટતિ–ઘડઇ, કટિ–કડિ, તટ–તડ, ભટ–ભડ

ઢ: મઠ-મઢ, પઠતિ-પઢઇ, કઠિણ-કઢિણ.

(૬) 'ન્' 7 'ણ્'.

જન-જણ, વચન-વયણ, રજની-રયણિ

(૭) 'પ્' 7 'વ્'

દીપક-દીવય, મંડપ-મંડવ, તપતિ-તવઇ, કપાલ-કવાલ

(૮) 'મ્'નો ક્વચિત્ 'વઁ' થાય છે.

કમલ-કવઁલ, ભ્રમર-ભવઁર, યાવત્-જામ-જાવઁ.

(૯) 'અ,' 'આ' સિવાયના સ્વરોની પછી 'વ્' ક્વચિત લુપ્ત થાય છે:

દેવ:-દેવો-દેઉ, દિવસ-દિઅહ, પરિવર્તતે-પરિઅટ્ટઇ, ભુવન-ભુઅણ, પ્રવિશતિ-પઇસઇ.

(૧૦) 'શ્,' 'ષ્' 7 'સ્'.

કેશ-કેસ, દશ-દસ, વિનાશ-વિણાસ, ભાષા-ભાસ, વિષ-વિસ, વિષમ-વિસમ

(૧૧) ક્વચિત્ 'સ્', 'શ્', 'ષ્'નો 'હ્' થાય છે. દિવસ-દિઅહ, પાષાણ-પાહણ, દશ-દસ-દહ, દ્વાસપ્તતિ-બાહત્તરિ. આ ઉપરાંત નામિક અને આખ્યાતિક વિભક્તિઓના હકારવાળા પ્રત્યયો પણ આ પ્રક્રિયાનું પરિણામ છે.

(૧૨) ક્વચિત્ (સકારના સાંનિધ્યમાં વિશેષે) અલ્પપ્રાણનો મહાપ્રાણ થાય છે.

કાસ-ખાસ, પનસ-ફણસ, બિસ-ભિસ.

(૧૩) ક્વચિત્ 'ડ્,' 'ર્' નો 'લ્' થાય છે.

પીડયતિ-પીલઇ, ક્રીડતિ-કીલઇ, ચૂડા-ચૂલા, ચરણ-ચલણ કરુણ-કલુણ

(૧૪) ક્વચિત્ એકવડો વ્યંજન બેવડો થાય છે.

એક-એક્ક, ઋજુક-ઉજ્જુઅ, અધીન-અહિન્ન.

**નિયમ ૭.** અપભ્રંશમાં ક્વચિત્ આદ્ય કે મધ્યવર્તી એકવડા 'ત', દ વગેરેમાં રકારનો પ્રક્ષેપ થાય છે.

તં–ત્રં, ભ્રાન્તિ–ભ્રંત્રડિ, વાધત–વ્રહિઅ, વ્યાસ–વાસ–ધ્ર ભુધ–શ્રુધ.

**નિયમ ૮.** પ્રાકૃતમાં 'ન્હ', 'મ્હ' અને 'લ્હ' અને ક્વચિત્ ઉત્તરવર્તી ર વાળા સયુંક્ત વ્યંજનો બાદ કરતાં, બીજા કોઈ સંયુક્ત વ્યં શબ્દારંભે આવતા નથી. પરિવર્તનના નિયમ પ્રમાણે પ્રાપ્ત સંયુક્ત વ્યંજનોમાંથી શબ્દારંભે માત્ર પાછળનો વ્યં જળવાય છે.

**નિયમ ૯.** સંયુક્ત મધ્યવર્તી વ્યંજનો કાં તો સારૂપ્ય પામે છે, તો સ્વરાગમ થતાં વિશ્લેષ પામે છે. પરિણામે બેવડા વ્યં અલ્પપ્રાણ+મહાપ્રાણ, અનુસ્વાર+વ્યંજન અને ઉત્તરવર્તી હ સંયુક્ત અને રકાર–સંયુક્ત : એટલા જ વ્યંજનગુચ્છો પ્રા અપભ્રંશમાં હોય છે.

**નિયમ ૧૦.** સારૂપ્યના નિયમો :

(૧) સંયુક્ત રૂપે રહેલા વ્યંજનો અતુલ્યબળ હોય, નિર્બળ વ્યંજન સબળ વ્યંજનને મળતો થાય છે. વ્યં તુલ્યબળ હોય તો આગલો વ્યંજન પાછલાને મ થાય છે.

(૨) બળની ઊતરતી માત્રામાં વ્યંજનો નીચે પ્રમાણે ગો શકાય.

૧. સ્પર્શ વ્યંજનો, ૨. નાસિક્ય વ્યંજનો, ૩. ક 'લ્', 'મ્', 'વ્', 'ય્', 'ર્'. આમાં આગલોઆ પાછલાપાછલા કરતાં સબળ છે. ઉદાહરણો :

રક્ત–રત્ત, સપ્ત–સત્ત, શબ્દ–સદ્દ, ઉત્પન્ન–ઉપ્પ ઉત્કર–ઉક્કર, ઉદ્ગમ–ઉગ્ગમ, વિશ્વાસ–વીસાસ કાવ્ય–ક

દૃશ્યતે–દીસઇ, વર્ત્મ–વટ્ટ, ગમ્યતે–ગમ્મઇ, ચક્ર–ચક્ક, અગ્ર–અગ્ગ, વજ્ર–વજ્જ, રાત્રિ–રત્તિ, નિદ્રા–નિદ્દ, વિપ્ર–વિપ્પ, અર્ક–અક્ક, સ્વર્ગ–સગ્ગ, અર્ચતિ–અચ્ચઇ, ગર્જતિ–ગજ્જઇ, મૂર્તિ–મુત્તિ, મર્દન–મદ્દણ, વર્ણ–વન્ન, સર્પ–સપ્પ, કર્મ–કમ્મ, સર્વ–સવ્વ, બિલ્વ–બિલ્લ.

( ૩ ) બે મહાપ્રાણને બદલે અલ્પપ્રાણ + મહાપ્રાણ થાય છે: ઉત્ખનતિ–ઉક્ખણઇ, મક્ષિકા–મક્ખિઆ, લક્ષ–લક્ખ, લાક્ષા–લક્ખ, વિઘ્ન–વિગ્ઘ, શીઘ્ર–સિગ્ઘ, નષ્ટ–નટ્ઠ, કાષ્ઠ–કટ્ઠ, રાષ્ટ્રકૂટ–રટ્ઠઉડ, હસ્ત–હત્થ, મસ્તક–મત્થય, બાષ્પ–બપ્ફ, મૂર્ખ–મુક્ખ, મહાર્ઘ–મહગ્ઘ, વર્ધતે–વડ્ઢઇ, અભ્ર–અબ્ભ, લભ્યતે–લબ્ભઇ.

( ૪ ) મૂળનો કે સાધિત બેવડો 'ન્' કે 'ણ્' (='ન્ન' કે 'ણ્ણ') હસ્તપ્રતોમાં 'ન્ન' તેમ જ 'ણ્ણ' રૂપે મળે છે: ધન્ય–ધન્ન, ધણ્ણ; ધાન્ય–ધન્ન, ધણ્ણ; કર્ણ–કન્ન, કણ્ણ; વર્ણ–વન્ન, વણ્ણ; પૂર્ણ–પુણ્ણ, પુન્ન; જૂર્ણ–જુણ્ણ, જુન્ન.

(૫) 'જ્ઞ' > 'ન્ન' કે 'જ્જ'.
વિજ્ઞાન–વિન્નાણ, પ્રતિજ્ઞા–પઇન્ન, પઇજ્જ, યજ્ઞ–જન્ન.

( ૬ ) દંત્ય સ્પર્શ+'ય્'=બેવડો તાલવ્ય સ્પર્શ.
સત્ય–સચ્ચ, નૃત્યતિ–નચ્ચઇ, બુધ્યતે–બુજ્ઝઇ, શુધ્યતે–સુજ્ઝઇ, સંધ્યા–સંઝ, વંધ્યા–વંઝ.

(૭) દંત્ય+'વ્' કે 'મ્'=બેવડો ઓષ્ઠ્ય :
આત્મા–અપ્પ, મહત્ત્વ–મહપ્પ, ઉદ્વરતિ–ઉબ્બરઇ.

( ૮ ) ઉત્તરવર્તી રકારવાળા સંયુક્ત વ્યંજનો જાળવવાનું પ્રાદેશિક વલણ:

હ્રદ–દ્રહ, દ્રમ્મ, દ્રવક્ક, દ્રેહિ, ધ્રુવ, પ્રિઅ, પ્રાઇમ્વ, પ્રાઉ,

પ્રયાવદી, પ્રસ્સઇ, ધ્રુવઅ, ભ્રંતી, વ્રત.

(૯) દંત્ય સ્પર્શ+રકાર>બેવડો મૂર્ધન્ય (ક્વચિત્): વર્તતે–વટ્ટઇ, વર્ત્મા–વટ્ટા, છર્દતે–છડ્ડઇ, વર્ધતે–વડ્ઢઇ.

(૧૦) 'ત્સ્', 'પ્સ્'>'ચ્છ્'.

વત્સ–વચ્છ, મત્સ્ય–મચ્છ, અપ્સરા–અચ્છરા, પરીપ્સતિ–પરિચ્છઇ, જુગુપ્સા–જુઉચ્છા.

(૧૧) 'ક્ષ્'નો, 'ક્ખ્' થવા ઉપરાંત ક્વચિત્ 'ગ્ઘ્', 'ચ્છ' કે 'જ્ઝ્' થાય છે

પ્રક્ષરતિ–પગ્ઘરઇ, પ્રક્ષિપ્ત–પઘિત્ત, ઋક્ષ–રિચ્છ, નિઃક્ષરતિ–નિજ્ઝરઇ, ક્ષાર–ખાર, છાર.

(૧૨) ઊષ્મ વ્યંજન+સ્પર્શ (કે અનુનાસિક)>અલ્પપ્રાણ+મહાપ્રાણ (કે અનુનાસિક+'હ')

હસ્ત–હત્થ, દૃષ્ટ–દિટ્ઠ, નષ્ટ–નટ્ઠ, બાષ્પ–બપ્ફ, વસ્ત્ર–વત્થ, કૃષ્ણ–કન્હ, પાર્ષ્ણિ–પન્હિ, ઉષ્ણ–ઉન્હ, ઊષ્મ–ઉમ્હ, તીક્ષ્ણ–તિન્હ, અસ્મ–અમ્હ.

(૧૩) 'મ્' કે 'હ્'+નાસિક્ય વ્યંજન>નાસિક્ય વ્યંજન+'હ્' (પણ ક્વચિત્ નાસિક્ય વ્યંજન+તેના વર્ગનો ઘોષ મહાપ્રાણ)
સ્નાન–ન્હાણ, બ્રહ્મ–>બમ્હ, બંભ; ચિહ્ન–ચિન્હ, ચિંધ.

(૧૪) 'ય્ય્', 'ર્ય્', > 'જ્જ્'.

શય્યા–સેજ્જ, કાર્ય>કજ્જ, આર્ય–અજ્જ, ભાર્યા–ભજ્જ.

(૧૫) 'હ્ય' > 'જ્ઝ્', 'હ્વ્' 7 'બ્ભ્'.

મુહ્યતે > મુજ્ઝઇ, દુહ્યતે 7 દુજ્ઝઇ, રુહ્યતે > રુજ્ઝઇ, બાહ્ય–બજ્ઝ, જિહ્વા–જિબ્ભ.

નિયમ ૧૧. નીચેના સંયુક્ત વ્યંજનોમાં સ્વરપ્રક્ષેપ કરીને વિશ્લેષ કરવાનું વલણ છે. પ્રક્ષિપ્ત સ્વર 'ઇ' ક્વચિત્ 'અ' અથવા (ઓષ્ઠ્ય સંદર્ભમાં) 'ઉ' હોય છે.

(૧) ઊષ્મ વ્યંજન+નાસિક્ય વ્યંજન.
સ્નેહ–સિણેહ, સણેહ.
સ્મરતિ–સુમરઇ
કૃષ્ણ–કસિણ

(૨) ઊષ્મ વ્યંજન + 'ર્', 'લ્'.
શ્રી–સિરિ
શ્લોક–સિલોઅ
શ્લાઘતે–સલહઇ

(૩) રકાર+ઊષ્મ વ્યંજન
હર્ષ–હરિસ.
સ્પર્શ–ફરિસ

(૪) રકાર+ 'ય્', 'હ્'
વીર્ય–વીરિઅ
આશ્ચર્ય–અચ્ચરિઅ, અચ્છરિઅ.
બર્હિન્–બરહિણ

(૫) સ્પર્શ+નાસિક્ય વ્યંજન
રત્ન–રયણ.
પદ્મ–પઉમ.
સ્વપ્ન–સુવિણ, સુમિણ.

(૬) નાસિક્ય+ 'ર્', 'લ્'
અમ્લ—અંબિલ.
તામ્ર—તંબિર.

નિયમ ૧૨ બેવડો 'સ્' (='સ્સ્') કે 'વ્' (='વ્વ્') (કે ક્વચિત્ અન્ય સંયુક્ત વ્યંજન) એકવડો થાય છે, અને ત્યારે પૂર્વવર્તી સ્વર કેટલીક વાર દીર્ઘ થાય છે.
સહસ્ર–સહસ્સ–સહાસ, સ્પર્શ–ફસ્સ–ફાસ, ગર્વ–ગવ્વ–ગાવ, હસિતવ્ય–હસિઅવ્વ–હસેવ્વય–હસેવા
પ્રસ્થાપયતિ–પટ્ઠાવઇ–પઠાવઇ.
કટ્ટાર–કટાર, કર્ણિકાર–કણિઆર
બપ્પિપકુય–બપ્પીકય.

નિયમ ૧૩. વ્યંજનલોપને લીધે પાસે પાસે આવેલા સમાન સ્વર મળીને એક દીર્ઘ સ્વર બને છે.
ભાંડાગાર–ભંડાઆર–ભંડાર
પ્રિયતર–પિઅઅર–પિઆર
લોહકાર–લોહઆર–લોહાર
પિતૃગૃહ—પિઇહર—પીહર
બુભુક્ષા —બહુક્ખા—ભુક્ખ.

નિયમ ૧૪. ક્વચિત્ 'અય્' > 'એ;' 'અવ્' > 'ઓ'.
કથયતિ–કહેઇ, નયતિ–નેઇ–લેઇ. ભવતિ–હવઇ–હોઇ.

નિયમ ૧૫. ક્વચિત્ વ્યંજન પછીના 'ય્' > 'ઇ,' 'વ્' > 'ઉ'.
કરિષ્યતિ–કરિસિઇ.
ધ્વનિ–ઝુણિ.
સ્વપ્ન–સુવિણુ, સુમિણુ.

## અપભ્રંશનાં કેટલાંક લાક્ષણિક ધ્વનિવલણો

૧. 'એ' નો 'ઍ' કે 'ઇ' અને 'ઓ' નો 'ઑ' કે 'ઉ' (અપભ્રંશમાં અંત્ય સ્વર હ્રસ્વ ઉચ્ચારવાના વલણનો જ આ ફણગો છે). ઉદાહરણો : અકારાંત પું. તૃ. એકવ. ના 'ઍણ', 'ઇણ', 'ઇ' પ્રત્યયો, ... બહુવ. ના 'ઍહિં' 'ઇહિં' પ્રત્યયો; સાતમી એકવ. નો 'ઍ', 'ઇ';

સ્ત્રીલિંગ તૃ. એકવ. નો 'ઇ' તથા સંબોધન એકવ. નો 'ઇ'; સર્વનામના પું. પ્રથમા બહુવ. નો 'એં' (જેં, તેં, અન્નેં) કે 'ઇ' ('એઇ', 'ઓઇ'); આજ્ઞાર્થ બીજા પુ. એકવ. નો 'એં', 'ઇ'; કિવઁ, જિવઁ, તિવઁ.

પું. પ્ર.–દ્વિ. એકવ. નો 'ઉ'; ષષ્ઠી એકવ. નો 'હુ'; સ્ત્રીલિંગ પ્ર. દ્વિ. બહુવ. નો 'ઓ', 'ઉ'.

૨. ઋકારની જાળવણી (ઉચ્ચારમાં 'ર'). ઉદાહરણો: કૃદંત, ગૃણ્હ (ચાર વાર), ગૃહ, ઘૃણ (પાઠાંતરમાં), તૃણ (બે વાર), સુકૃદ.

સિદ્ધહેમનું સૂત્ર ૮/૪/૩૯૪ (=નિયમ ૬૪(૫)) ખાસ 'ગૃણ્હ'ને લગતું છે.

૩. રકારની જાળવણી. ઉદાહરણો : અંત્ર, દ્રમ્મ, દ્રવક્ક, દ્રહ–દ્રહ, દ્રેહિ, ધ્રુવ, પ્રાંગણ–પ્રંગણ, પ્રમાણિત–પ્રમાણિઅ, પ્રજાપતિ–પ્રયાવદી, પ્રાયઃઇવ–પ્રાઇવ, પ્રાઇમ્વ; પ્રાયઃ–પ્રાઉ, પ્રિય–પ્રિઅ (૭ વાર), બ્રુવ્, બ્રો, ભ્રાંતિ–ભ્રંતી, ભ્રંત્રિ, વ્રત.

સિદ્ધહેમના નિયમ ૬૪ 'ર' (૪), ૬૭, ૮૨ (૨, ૯) (=સૂત્ર ૩૯૧, ૩૯૩, ૩૯૮, ૪૧૪, ૪૧૮) રકાર જાળવી રાખતા શબ્દોને લાગતા છે. પ્રાકૃતમાં પણ 'દ્ર' એ સંયોગ જાળવી રાખતું પ્રાદેશિક વલણ હતું.

૪. રકારનો પ્રક્ષેપ. ઉદાહરણો : તુધ્ર (બે વાર), તં–ત્રં, ધ્રું (?) (બે વાર), પશ્યતિ–પ્રસ્સદિ, ભ્રાંતિ–ભ્રંત્રિ, વ્યાસ–વ્રાસ.

નિયમ ૬૮ (=સૂત્ર ૩૯૯) રકારના પ્રક્ષેપને લગતો છે.

૫. માત્ર 'વુઞ્' (નિયમ ૬૪(૩)માં 'ઞ્' છે.

ઉપર્યુક્ત ૨. થી ૫. વલણો અપભ્રંશમાં પ્રાદેશિકતા કે પ્રાચીનતાનાં દ્યોતક છે.

૬. 'ત્' નો 'દ્'(કે 'દ્' ની જાળવણી). આ ઘોષભાવના વલ[illegible] એક ફણગો છે. ઉદાહરણો : ગદ, આગદ, કિદ, સુકૃદ, સુકિદ, કૃદં

### છંદોમૂલક પરિવર્તન

આધીન–અહિન, વિનાસિય–વિન્નાસિઅ, ફલ–ફ્લ, ઊર્ધ્વભુજ–ઉદ્ધબ્ભુઅ; ઢિ, કરૈંત, તં; કઇં ('કાઇં'ને બદલે) એ છંદ જાળવવા લીધેલી છૂટનાં ઉદાહરણ છે.

## આખ્યાતિક રૂપતંત્ર

### આખ્યાતિક અંગ

અપભ્રંશમાં આખ્યાતિક રૂપ આખ્યાતિક અંગ અને પ્રત્યયોનું બનેલું છે.

મૌલિક આખ્યાતિક અંગ (૧) આખ્યાતિક ધાતુમૂલક, (૨) યૌગિક કે (૩) નામમૂલક હોય છે.

યૌગિક—(क) ઉપસર્ગ ને આખ્યાતિક ધાતુના સંયોગવાળાં: અણુહર્, પવસ્, પડિપેક્ખ્, પરિહર્, વિકસ્ (તથા નિજ્જિ, પબ્ભસ્, પસર્, વિછોડ્, વિણડ્, વિણિમ્મવ્, વિન્નાસ્, સંપડ્, સંપેસ્, સંવલ્ વગેરે).

(ख) નામાદિના ને આખ્યાતિક ધાતુ('કર્', 'હો')ના સંયોગવાળાં: બલિકર્ (વસિકર્), ખસપ્ફસિહો, સુણ્ણીહો, લહુઈહો.

નામમૂલક—એટલે કે મૂળ નામ, વિશેષણ વગેરે હોય તેવું: તિક્ખ્, પલ્લવ્, મઉલિઅ, ધણા.

આખ્યાતિક ધાતુમૂલક—બાકીના: કર્, આવ્, લહ્, મિલ્, પડ્, જા, ખા, દે, હો, મુઅ વગેરે.

આ મૌલિક અંગો પરથી અંગસાધક પ્રત્યય વગેરે દ્વારા નીચે પ્રમાણે સાધિત અંગો થયાં છે:

પ્રેરક અંગ—પ્રત્યયસાધિત પ્રકાર:

'આવ્' પ્રત્યય વાળાં: ઉડ્ડાવ્, કરાવ્, ઘડાવ્, નચ્ચાવ્, પઢાવ્, હરાવ્

'અવ્' પ્રત્યયવાળાં : ઉલ્લવ્, ઠવ્, વિણિમ્મવ્.

(બંને પ્રત્યય મૂળે સંસ્કૃત 'આપ્' પ્રત્યયમાંથી થયા છે.)

વિકારસાધિત પ્રકાર :

કેવળ સ્વરવિકારવાળાં : (અ>આ) પાડ્, બાલ્, માર્, વાલ્, વાર્, વિન્નાસ્. (ઉ>ઓ) તોસ્.

સ્વરના તથા વ્યંજનના વિકારવાળાં : ફેડ્ (મૂળ 'ફિટ્'), વિછોડ્ (મૂળ 'વિછુટ્'), ક્રોડ (મૂળ 'કુટ્').

કર્મણિ અંગ—પ્રત્યયસાધિત પ્રકાર :

'ઇઅ' પ્રત્યયવાળાં : આણિઅ; તે જ પ્રમાણે જાણ્, પાવ્, બોલ્લ્, માણ્, વણ્ણ્, પઠાવ્ સાથે 'ઇઅ'.

'(ઇ)જ્જ' પ્રત્યયવાળાં : કપ્પિજ્જ; તે જ પ્રમાણે ગિલ્, ચંપ્, છોલ્લ્, દંસ્, કુક્ક્, મિલ્, રુસ્, લજ્જ્, વિણડ્, સુમર્, જા, જો, કિ, છિ, દિ, પિ સાથે 'ઇજ્જ'.

'જ્જ'પ્રત્યયવાળાં : ખા.

બંને પ્રત્યય મૂળે સંસ્કૃત કર્મણિના 'ય્'માંથી થયા છે.

સિદ્ધ પ્રકાર : (સીધું સંસ્કૃત કર્મણિ અંગનું ધ્વનિપરિવર્તિત રૂપ) : ઘેપ્પ્, ડજ્ઝ્, લબ્ભ્, સમપ્પ્.

કર્મણિ અંગ મૌલિક અથવા પ્રેરક અંગ ઉપરથી સાધિત હોય છે.

ભવિષ્ય અંગ—'ઈસ્' ('એસ્', 'ઇસ્'), 'સ્' (સ્વરાંત પછી)વાળાં : કરીસ, પઇસીસ્, પાવીસ્, ભુઞ્જીસ્, કીસ્, રૂસેસ્, સહેસ્, કુટ્ટિસ્, હોઇસ્, એસ્, હોસ્,

'ઇહ' કે 'હ' (સ્વરાંત પછી)વાળાં : ગમિહ, હોહ.

ભવિષ્યના અંગસાધક પ્રત્યયો સંસ્કૃત '(ઇ)ષ્ય્'માંથી આવ્યા છે.

ભવિષ્ય આજ્ઞાર્થ અંગ–'એજ્જ' ('ઇજ્જ') કે 'જ્જ' (સ્વરાંત પછી)વાળાં :

રક્ખેજ્જ, લજ્જેજ્જ; ચઇજ્જ, દિજ્જ, ભમિજ્જ, હોજ્જ.
અંગસાધક પ્રત્યયો વિધ્યર્થના 'એય્'માંથી આવ્યા છે.

## સંયોજક સ્વર

કેટલાંક રૂપોમાં અંગ અને રૂપસાધક પ્રત્યય લગોલગ છે, તો કેટલાંકમાં તેમની વચ્ચે સંયોજક સ્વર છે. (૧) સ્વરાંત અંગો પછી, (૨) આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના સ્વરાદિ પ્રત્યયો પહેલાં અને (૩) ભવિષ્ય કાળના પહેલા પુરુષ એકવચનના પ્રત્યય પહેલાં સંયોજક સ્વર નથી. અન્યત્ર છે.

સંયોજક સ્વર ઘણુંખરું 'અ', તો ક્વચિત્ 'આ', 'ઇ', 'એં' કે 'એ' છે.

## કાળ

વર્તમાનમાં નિર્દેશાર્થ અને અજ્ઞાર્થ તથા ભવિષ્યમાં નિર્દેશાર્થ અને આજ્ઞાર્થ–એમ ચાર પ્રકારનાં રૂપો છે. આ રૂપો કર્તરિ તથા કર્મણિ પ્રયોગનાં મૌલિક તથા પ્રેરક અંગ ઉપરથી સધાયેલાં છે. ભવિષ્વ માટે ખાસ અંગ છે. હેમચંદ્રે આપેલાં ઉદાહરણો સ્વરૂપ અને પ્રમાણની દૃષ્ટિએ મુકાબલે મર્યાદિત હોવાથી તેમાં આમાંના અમુક જ રૂપપ્રકારના નમૂનાઓ છે. આ સિવાયના કાળ વગેરેના ભાવ ઉક્ત કાળનાં રૂપો દ્વારા, કૃદંતો દ્વારા કે બીજી કોઈ રીતે વ્યક્ત થયા છે. તેમને માટે વિશિષ્ટ રૂપો નથી.

## નિર્દેશાર્થ વર્તમાન

**સંયોજક સ્વર :** વ્યંજનાંત અંગ અને પ્રત્યય વચ્ચે સંયોજક 'અ' હોય છે. છંદવશ વપરાયેલાં આગલી ભૂમિકાનાં કેટલાંક રૂપોમાં સંયોજક 'એ' કે 'આ' છે.
**પ્રત્યયો અને રૂપો :** લાક્ષણિક અપભ્રંશ રૂપો ઉપરાંત ક્વચિત્ આગલી ભૂમિકાનાં (ઘણુંખરું છંદ, પ્રાસ વગેરે ખાતર) તો કે કવચિત્ વધુ વિકસિત ભૂમિકાનાં રૂપો પણ પ્રયુક્ત થયેલાં છે. એવાં 'કાંઠે'નાં રૂપો અને પ્રત્યયો કૌંસમાં મૂકયાં છે.

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | એકવ. | ઉં | કરઉં |
| ,, ,, | બહુવ. | હું | લહહું, જાહું, (ચડાહું) |
| ૨ જો ,, | એકવ. | હિ, (સિ) | મરહિ, રુઅહિ, જાહિ, (રચ્ચસિ) |
| ,, ,, | બહુવ | હુ, (હ) | પુચ્છહુ, (પુચ્છહ) |
| ૩ જો ,, | એકવ | ઇ, (દિ) | કરઇ, પિઅઇ, જાઇ, (કરેઇ); (કીલદિ, ઘડદિ, જોએદિ) |
| ,, ,, | બહુવ. | હિં, ('ન્તિ'=અનુ-સ્વાર+'તિ') | ફિરહિં, સુઅહિં, લેહિં, (ગણંતિ, જંતિ, દેંતિ) |

એ જ પ્રમાણે બીજા રૂપો નીચે પ્રમાણેનાં અંગો પરથી સધાયેલાં છે:

૧ લો પુ. એકવ.: કડ્ઢ્, જાણ્, ઝિજ્જ્, દેક્ખ્; (કર્મણિ) કિજ્જ્, જોઇજ્જ્
,, ,, બહુવ.: ('આ' સંયોજકવાળાં) મરા, વલા

૨ જો ,, એકવ.: આવ્, ગજ્જ્, નીસર્, વહ્, વિસ્સર્
,, ,, બહુવ. ('હુ' પ્રત્યયવાળાં) જાણ્, પુચ્છ્

૩ જો ,, એકવ.: આવ્ ઉત્તર્, ઉમ્મિલ્લ્, કહ્, ખંડ્, ગણ્, ગણ્હ્, ગોવ્, ઘલ્લ્, તડપ્ફડ્, દેકખ્, ધર્, નિવ્વહ્, પડિપેક્ખ્, પરિહર્, પયટ્ટ્, પયાસ્, ફિટ્ટ્, મિલ્, રુચ્ચ્, રુસ્, લહ્, વિસ્સર્; (સ્વરાંત અંગ) ચેઅ, પિઅ ખા, જા, ઠા, ધા મા, પડિહા, અણુણે, એ, દે, હો; (પ્રેરક અંગ) માર્ વાલ્, ફેડ્, ઠવ્, ઉલ્હવ્, (કર્મણિ અંગ) આણિઅ, બોલ્લિઅ, પાલિઅ માણિઅ, વણ્ણિઅ, કપ્પિજ્જ્, ચંપિજ્જ્, જાઇજ્જ્, મિલિજ્જ્, રૂસિજ્જ્, વિણુડિજ્જ્ સુમરિજ્જ્, ખજ્જ્, કિજ્જ્, છિજ્જ્, ઘેપ્પ્, ડજ્ઝ્ લબ્ભ્; (પ્રેરક કર્મણિ) પઠાવિઅ; ('એ' સંયોજક વાળાં) કરે, તક્કે તિક્ખે, થક્કે, ધરે, સારે, વજ્જે, સંમાણે, સિક્ખે.

૩ જો પુ. બહુવ: ('હિં' પ્રત્યયવાળાં) હર્, ધર્, નવ્, પડ્, પરાવ્, લહ્ સહ્, સુડ્ડ્, મઉલિઅ, (કર્મણિ) દિજ્જ્; ('ન્તિ' પ્રત્યય વાળ

ગૃહ્, ભુંજ્, મજ્જ્, મહ્, લહ્, વમ્, વિહમ્; ખા, જા, થા, દે, હો; (પ્રેરક) ફોડ્; (કર્મણિ) ઘેપ્પ.

'કરઉં' ઉપરથી 'કરું'; હકાર લુપ્ત થતા 'કરહિં' ઉપરથી 'કરે'; 'કરહુ' ઉપરથી 'કરો'; 'કરઇ' ઉપરથી 'કરે'–એમ અર્વાચીન ગુજરાતી રૂપ થયાં છે.

## નિર્દેશાર્થ-ભવિષ્ય

ભવિષ્ય-અંગ+(સંયોજક સ્વર)+પ્રત્યય=ભવિષ્ય રૂપ.

પહેલા પુ. એકવ.ના રૂપમાં સંયોજક સ્વર નથી. બીજા પુ. એકવ.માં ક્વચિત્ 'ઇ' સંયોજક છે.

| પ્રત્યય | રૂપ |
|---|---|

૧ લો પુ. એકવ. 'ઉ' : (અંગસાધક 'ઈસ્') કરીસુ, પઈસીસુ, પાવીસુ ત્રુડીસુ, (કર્મણિ) બલિકીસુ; (અંગસાધક) 'એસ્' રસેસુ; (અંગસાધક 'ઇસ્') કુટ્ટિસુ.

૨ જો પુ. એકવ. 'હિ' : (અંગસાધક 'એસ્') : સહેસાહિ.

૩ જો પુ એકવ. 'ઇ' : (અંગસાધક 'ઇસ્') સુણ્ણીહોઇસઇ, (અંગ-સાધક 'સ્') હોસઇ; (સંયોજક 'ઇ') એસી; (અંગસાધક 'ઇહ્', સંયોજક 'ઇ') ગમિહી; (અંગસાધ 'હ્', સંયોજક 'ઇ') હોહિઇ.

બીજાં રૂપોનાં ઉદાહરણો નથી.

'એસી' ∠ 'એસિઇ', 'ગમિહી' ∠ 'ગમિહિઇ' એમાં 'ઇ+ઇ'='ઈ' એવી સંધિ છે.

હેમચંદ્ર 'કીસુ'ને કર્મણિ વર્તમાનનું રૂપ ગણે છે (સૂત્ર ૩૮૯), પણ કર્મણિ અંગ 'કિ' ('કિજ્જઉં' વગેરેમાં છે તે) + ભવિષ્ય અંગ-સાધક 'ઈસ્' + પહેલા પુ. એક વચનનો પ્રત્યય 'ઉ' એમ સ્પષ્ટ કરી શકાય છે.

ઉદા. ૧૭૨ (=૪૨૨/૨૩)માં 'સહેસઇ'ને બદલે ત્રિવિક્રમને અનુસરી 'સહેસહિ' પાઠાંતર લેવાનું છે.

ઉદા. ૧૪૩ (= ૪૧૮/૪) માં 'હોસઇ઼' રૂપ 'હોસહિઁ'ને બદલે છે.

## આજ્ઞાર્થ–વર્તમાન

સ્વરથી શરૂ થતા પ્રત્યયો સીધા જ અંગને લાગ્યા છે. વ્યંજનોથી શરૂ થતા પ્રત્યયો અને વ્યંજનાંત અંગની વચ્ચે સંયોજક 'અ' હોય છે.

| | પ્રત્યય | રૂપ |
|---|---|---|
| ૨ પુ. એક વ. | ઇ | અચ્છિ, ચરિ, જંપિ, જોઇ, કુદ્દિ, મેલ્લિ. રુણુ-ઝુણિ, રોઇ, સંચિ, સુમરિ |
| | એઁ | કરેઁ |
| | ઉ | કરુ, ગજ્જુ, દેક્ખુ, પેક્ખુ, વિલંબુ |
| | અ | પેચ્છ, ભણ |
| | હિ | આણહિ, કરહિ, છડ્ડહિ, ધરહિ, સુમરહિ, ખાહિ. |
| ૨ જો પુ. બહુ વ. | હુ | કરહુ, નમહુ, પિઅહુ, મગ્ગહુ, દેહુ |
| | હ | પલ્લવહ, પુચ્છહ, ખુવહ |
| ૩ જો પુ. એક વ. | ઉ | અચ્છઉ, વિનડઉ, (કર્મણિ) સમપ્પઉ; જાઉ, હોઉ |
| ૩ જો પુ. બહુ વ. | ન્તુ | (=અનુસ્વર + 'તુ') પીડંતુ |

આમાં 'અ' (બીજો એક. વ.), 'હિ' (બીજો એક. વ.), 'હ' (બીજો બહુ. વ.) પ્રત્યયવાળાં રૂપ પ્રાકૃતમાંથી લીધેલાં છે. 'એ' પ્રત્યય 'ઇ'ની પૂર્વભૂમિકા છે. 'ચરિ', 'જોઇ' ઉપરથી 'ચર', 'જો'; 'કરહુ' ઉપરથી 'કરો'; 'કરઉ' (ત્રીજો પુ. એક. વ.), જેવાં ઉપરથી 'કરો' ('ભગવાન તમારું ભલું કરો' જેવા પ્રયોગોમાં)–એમ અર્વાચીન રૂપ થયાં છે.

વસંત, દેંત, છોલ્લિજ્જંત, દંસિજ્જંત, કુક્કિજ્જંત, નાસંતય, રુઅંતય, જંતય, હોંતય, ચિંતંતા, નવંતા.

(સ્ત્રીલિંગ) કરંત, નિઅંત; ગણુંતિ. દિંત, મેલ્લંતિ, જોઅંતિ; ઉડ્ડાવંતિઅ, લહંતિઅ.

**કર્મણિ ભૂત કૃદંત.** પ્રત્યય 'ઇઅ' (ક્વચિત્ 'ઇદ'). કેટલીક વાર સ્વાર્થિક 'અ'થી વિસ્તારિત બની 'ઇઅય' (કે 'ઇઆ') રૂપે પણ તે વપરાયો છે. ત્રણે લિંગમાં સરખે રૂપે પ્રત્યય છે. પ્રત્યયસાધિત પ્રકાર ઉપરાંત કર્મણિ ભૂત કૃદંતનો બીજો પ્રકાર તે સિદ્ધ પ્રકાર—જેમાં સીધું સંસ્કૃત કર્મણિ 'અનિટ્' ભૂત કૃદંતનું ધ્વનિપરિવર્તિત રૂપ હોય છે. એમાં અંગ ને પ્રત્યય જુદા નથી પડતાં. આમાં પણ કેટલીક વાર સ્વાર્થિક 'અ' દ્વારા વિસ્તાર થયેલો છે. સ્ત્રીલિંગ ક્વચિત્ 'ઇ' (કે 'ઈ') 'ઇઅ' પ્રત્યયથી.

ઉદાહરણ—(પ્રત્યયસાધિત પ્રકાર): 'ગલિઅ' અને તે જ પ્રમાણે ઉલ્લાલ્, ચિંત્, દ્, ડોહ્. તોસ, નિજ્જિ, પડ્, પી, બાલ્. ભણ્, મિલ્, મુણે, લિહ્, સંપડ્, સંપેસ, સંવલ્—એ અંગો ઉપરથી, 'વારિઆ' અને તે પ્રમાણે ઉટ્ટ્, ચડ્, નિવડ્, પસર્, બોલ્લ્, વાહ—એ અંગો ઉપરથી; 'ઘડિઅય' અને તે જ પ્રમાણે 'વિન્નાસિઆ', 'સારિઆ'; ('ઇદ' પ્રત્યયવાળાં) કધિદ, વિણિમ્મવિદ, વિહિદ.

(સિદ્ધ પ્રકાર) : ગય, જાય, નિગ્ગય, મુઅ, સુઅ; કુટ્ટ, નિવટ્ટ; પઇટ્ઠ, દિટ્ઠ, પઇટ્ઠ, પ૦ ભટ્ઠ, દટ્ઠ; ઉવ્વાણ, છિણ્ણ, વિઇણ્ણ, પત્ત, સમત્ત, તિંત; કિઅય, મુઅય, દિટ્ઠય, પઇટ્ઠય, પણટ્ઠય, બઇટ્ઠય, વિણટ્ઠય, જુત્તય, વિઢત્તય, વુત્તય, વુન્નય, મુઆ, હુઆ, હૂઆ, ભગ્ગા, તુટ્ટા, પલુટ્ટા, દડ્ઢા, દિણ્ણા, ઉવ્વત્તા, આગદ, ગદ, કિદ.

(સ્ત્રીલિંગ) પઇટ્ઠિ; દિટ્ઠિ, રુટ્ઠિ, દિણ્ણી, રુદ્ધી; ગઇઅ, મુઇઅ; રિત્તિઅ.

**વિધ્યર્થ કૃદંત :** પ્રત્યય 'એવ્વય,' 'એવા' કે 'એવ'. કેટલાંક રૂપોમાં જક સ્વર 'ઇ' છે. કેટલાંકમાં સંયોજક સ્વર નથી.

ઉદાહરણઃ સહેવ્વય, કરિએવ્વય, મરિએવ્વય; જગ્ગેવા, સોએવા, દેવં. હેમચંદ્ર 'દેવં' ને હેત્વર્થ કૃદંતનું રૂપ ગણે છે, પણ એ વિધ્યર્થ કૃદંત જણાય છે.

**સંબંધક ભૂત કૃદંત** : પ્રત્યય 'વિ', 'પ્પિ', 'વિણુ', 'પ્પિણુ', 'ઇ, 'ઇઉ'– વ્યંજનથી શરૂ થતા પ્રત્યયો પૂર્વે સંયોજક સ્વર 'ઇ', 'એ' કે 'અ'. (સોપસર્ગ ધાતુને સંસ્કૃતમાં લાગતા સંબંધક ભૂત કૃદંતના 'ય' પ્રત્યયમાંથી 'ઇ', હેત્વર્થના 'ઇતુમ્' ઉપરથી 'ઇઉ' તથા વૈદિક પ્રત્યયો 'ત્વી' ને 'ત્વીનમ્'માંથી બાકીના ઊતરી આવ્યા છે).

ઉદાહરણ : 'વિ'—ચુંબિવિ, દેક્ખિવિ, બુડ્ડિવિ, લગ્ગિવિ, ઝાઇવિ, લાઇવિઃ
કરેવિ, પિક્ખેવિ, લેવિ; ફિટ્ટિવિ, મેલવિ, મેલ્લવિ, વિછોડવિ.

'પ્પિ'—ગમેપ્પિ, જિણેપ્પિ, ગંપિ, જેપ્પિ.

'વિણુ'—છેડ્ડુવિણુ, ઝાએવિણુ, પેક્ખેવિણુ, લેવિણુ.

'પ્પિણુ'—કરેપ્પિણુ, ગમેપ્પિણુ, ગૃણ્હેપ્પિણુ, ચએપ્પિણુ, મેલ્લેપ્પિણુ, 'ગંપિણુ દેપ્પિણુ, લેપ્પિણુ.

'ઇ'—કરિ, જોઇ, મારિ.

આ ઉપરાંત 'ઇઉ' પ્રત્યય પણ છે, અને હેમચંદ્રે તે નોંધ્યો છે. પણ તેના ઉદાહરણ તરીકે ટાંકેલું રૂપ જુદી રીતે ઘટાવી શકાય તેમ છે. પણ અન્યત્ર 'ઇઉ'વાળા સંબંધક ભૂતકૃદંતનાં રૂપો મળે છે. 'ઇ'વાળાં રૂપોમાંથી અર્વાચીન હિન્દીનાં રૂપ ('કર કે', 'બોલ કર'), અને 'ઇઉ'વાળાં રૂપોમાંથી અર્વાચીન ગુજરાતીમાં રૂપ ('કરી'; 'બોલી ને') ઊતરી આવ્યાં છે.

વૈકલ્પિક 'ગંપિ', 'ગંપિણુ'માં વ્યંજનાદિ પ્રત્યય છતાં સંયોજક સ્વર નથી.

'ચએપ્પિણુ', 'પાલેવિં' ને 'લેવિણુ'ને હેમચંદ્રે હેત્વર્થનાં રૂપ ગણ્યાં છે. (જુઓ નિયમ ૯૭ તથા ઉદાહરણ ૧૯૬), પણ એ રૂપોને સં. ભૂ. કૃ. નાં રૂપોથી જુદાં ગણવાની જરૂર નથી . અર્વાચીન ગુજ.ની જેમ અપભ્રંશમાં પણ 'શક્' સાથે સં. ભૂ. કૃ.નું રૂપ પ્રયોજાતું એમ ... જ

યુક્ત છે; પણ અન્યત્ર 'તિરૂખાલેવિ'માં તેમ જ 'વિ', 'પ્પિ', 'વિણુ' ને 'પ્પિણુ' પ્રત્યયો હેત્વર્થ કૃદંત માટે વપરાયેલા મળે છે. સામે પક્ષે 'ઉ'ના મૂળમાં સંસ્કૃત હેત્વર્થ કૃદંતનો 'તુમ્' રહેલો છે.

આ ઉપરાંત હેમચંદ્રે 'એવ', 'અણ', 'અણહું' ને 'અણહિં' એ પ્રત્યયો પણ હેત્વર્થના ગણ્યા છે. (નિયમ ૯૭). પણ 'એવ' મૂળે વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય છે, અને બાકીનાં ક્રિયાવાચક 'ણ' પ્રત્યય ('કરણ' વગેરેમાં છે તે) તથા તેનાં વિભક્તિરૂપો છે, અને હેત્વર્થ કૃદંત તરીકે પણ વપરાય છે. 'ણ' વાળાં રૂપો ઉપરથી મારવાડીનું 'કરણો', હિન્દી 'કરના' મરાઠી 'કરણે' વગેરે પ્રકારનાં સામાન્ય કૃદંત આવ્યાં છે.

## (૩) શબ્દસિદ્ધિ

આ વિભાગ નીચે મુખ્યત્વે નામિક અંગ સાધતા કૃત અને તદ્ધિત પ્રત્યયો તારવ્યા છે.

### કૃત્ પ્રત્યયો

આખ્યાતિક અંગને કૃત્-પ્રત્યય લાગીને નામ કે વિશેષણ બને છે. કૃત્-પ્રત્યયો પરપ્રત્યયો છે અને તે નીચે પ્રમાણે છે:

અ. ક્રિયાવાચક નામ સાધે છે. સ્ત્રીલિંગમાં 'અ'ને બદલે 'ઈ' ('ઇ') પણ હોય છે.

ઉદાહરણો : (પું. નં.) ઘુંટ, ચૂર, વંચ, સિક્ખ.

(સ્ત્રી.) ઉટ્ઠ, ઘત્ત, ધર, બઈસ, મંભીસ-ડી, સુહચ્છિઅ.

છેલ્લાં બે ઉદાહરણમાં સ્વાર્થિક 'ડ' ને 'અ' પ્રત્યય પણ છે.

ધર. તાચ્છીલ્યવાચક : જંપિર, ભમિર.

ઉઅ. કર્તૃવાચક : પવાસુઅ.

ણ. અંગ અને પ્રત્યય વચ્ચે સંયોજક 'અ' હોય છે.

ક્રિયાવાચક : °અબ્ભત્થણ, અત્થમણ, અસણ, અંબણ, આસવણ,

એરંડણુ, કરણ, ગિલણુ, નિવડણુ, પરિહણ, સુમરણ.

કર્તૃવાચક : અબ્ભુદ્ધરણુ, મગ્ગણુ.

તાચ્છીલ્યવાચક : (સ્વાર્થિક 'અ' સાથે) ભુક્કણય, બોલ્લણય, ભસણય, મારણય, રૂસણય.

## તદ્ધિત પ્રત્યયો

પરપ્રત્યયો :

(ક) વિશેષણ-સાધક : (૧) નામ ઉપરથી વિશેષણ (સ્વામિત્વવાચક) 'અય' : પરાય; 'ઈક' : બપ્પીકી (સ્ત્રી.); (મત્વર્થીય) 'આલ' : મુંજાલ; 'મ' (સ્વાર્થિક 'અ' સાથે) : વજ્જમા.

(૨) વિશેષણ ઉપરથી વિશેષણ—(અધિકતાવાચક) 'યર' : તુચ્છયર.

(૩) સર્વનામ ઉપરથી વિશેષણ—સ્વામિત્વવાચક 'આર' (સ્વાર્થિક 'અ' સાથે): મહારય, તુહારય, અમ્હારય; (સાદૃશ્યવાચક) 'હ' (એકલો કે સ્વાર્થિક 'અ' સાથે) : જેહય, તેહ, કેહય; 'ઇસ' : અઇસ, જઇસ, તઇસ, કઇસ; (ઇયત્તાવાચક) 'ત્તુલ' : એત્તુલ, કેત્તુલ, જેત્તુલ, તેત્તુલ; (મહત્તાવાચક) 'વડ' : એવડ, જેવડ, તેવડ, કેવડ.

(ખ) નામ-સાધક : વિશેષણ કે નામ ઉપરથી ભાવવાચક નામ–'ઇમ' : ગહીરિમ, વંકિમ, સરિસિમ, મુણીસિમ; 'ત્તણ' (વિકલ્પે 'અ'થી વિસ્તારિત) : ઉચ્ચત્તણ; તુંગત્તણ; વડ્ડત્તણ; થિરત્તણય, વડ્ડત્તણ; પત્તત્તણ; 'પ્પણ'—વડ્ડપ્પણ.

પુંલ્લિંગ ઉપરથી સ્ત્રીલિંગ નામ—'ઈ' (સ્વાર્થિક પ્રત્યય 'અ'થી વિસ્તારિત 'ઇઅ' કે 'ઈ') વિશેષણને (ચંપાવણ્ણી, ગોરિ, કુમારી, તરુણી, વંકી, સકણ્ણી), કૃદંતને (દિણ્ણી, રુદ્ધી, ગઇઅ, મુઇઅ, જોઅંતિ, ગણંતિ, ઉડ્ડાવંતિઅ), પ્રત્યયને (°ઇઅ, °ડિઅ) લાગ્યો છે.

(ગ) ક્રિયાવિશેષણ-સાધક : સર્વનામ ઉપરથી ક્રિયાવિશેષણ—(રીતિવાચક) 'મ' (કે 'વઁ') : એમ (એવઁ), ઇમ, જેવઁ, જિવઁ, તેવઁ, તિવઁ કેમ (કેવઁ), કિવઁ; 'હ' : જિહ, તિહ, કિહ; 'ધ'

(સ્થળવાચક) 'ત્થ' : એત્થુ, જેત્થુ, તેત્થુ, કેત્થુ; 'ત્તુ' : જત્તુ, તત્તુ; (મર્યાદાવાચક) 'મ' : જામ, તામ; 'ઉં' : જાઉં, તાઉં; 'મહિં' જામહિં, તામહિં

(ઘ) સ્વાર્થિક : 'અ' (સ્ત્રી. 'ઇઅ') : ઘણો જ વ્યાપક છે. નીચેનાં અંગોને લાગ્યો છે :

વિશેષણ—અગ્ગલ, અપૂર, ઉજ્જુ, ઉણ્હ, ગરુ, તુચ્છ, નિઅ, બહુ, વહિલ્લ, અપ્પણુ, ઇત્ત, એહ, જેહ, તેવડુ, મહાર, કેર, તણ; કૃદંત –પ્રત્યય: વર્તમાનનો '°ઇઅ', વિધ્યર્થ '-તઅ,' ભૂતકૃદંતનો 'ઇઅ,' વિધ્યર્થ કૃદંતનો '°એવ્વ', તાચ્છીલ્યવાચક 'ણુ'.

સર્વનામ—અપ્પ, એક્કમેક્ક.

નામ—અગ્ગ, અગ્ગિટ્ઠ, અંધાર, કસવટ્ટ, કુડીર, કુડુંબ, દડવ, દ્રવક્ક, પંગણ, ભંડ, માહ, રૂઅ, વેરિઅ.

પ્રત્યય—°ડ, °ત્તણ.

સ્ત્રીલિંગ—અઇરત્તિઅ, કણિઅ, ગોરિઅ, મુણાલિઅ, મુંડમાલિઅ સહિઅ, (ભૂતકૃદંત) ગઇઅ, મુઇઅ; વર્તમાન કૃદંતને '-ન્તિઅ' પ્રત્યય.

'ઇઅ' : અવરાહિઅ.

'ઉઅ' : બહિણુઅ (સ્ત્રી.)

'ઉડ' ('અ'થી વિસ્તારિત) : બપ્પુડય, વંકુડય.

'ઉલ્લ' ('અ'થી વિસ્તારિત) : કુડુલ્લી (સ્ત્રી.), ચૂડુલ્લય; 'બલુલ્લડય'માં 'ઉલ્લ' + 'ડ' + 'અ' એ પ્રત્યયો સાથે છે.

'ડ' : સ્વાર્થિક 'અ' ની સાથે જોડાઈને આ પ્રત્યય ઘણુંખરું 'ડય' (કે 'ડા') રૂપે મળે છે. સ્ત્રીલિંગ 'ડ', 'ડિય' (પ્રાકૃત 'ડિયા') કે 'ડી' નીચેનાં અંગોને તે લાગેલો છે: કન્ન, ગોટ્ઠ, દિઅહ, દૂઅ, નેહ, પચ્છાયાવ, પારક્ક, મણિઅ, મારિઅ, મિત્ત, મોક્કલ, રન્ન, રૂઅ, સંદેસ, હત્થ, હિઅ, હુંકાર; (સ્ત્રીલિંગ) અમ્મ, અંત્ર, ગોર, ધૂલિ,

પરિહાસ, બુદ્ધિ. ભ્રાંતિ, મચ્છીસ, મુદ્ધ, રત્તિ, વત્ત, સુહચ્છિ.

આમાં 'મણિઅડા'માં 'અડય' પ્રત્યય છે. 'બલુલ્લડા'માં 'ઉલ્લડય'.

પૂર્વપ્રત્યયો :

અ. નગ્નાર્થક: અગલિઅ, અચિંતિઅ, અડોહિઅ, અપ્પિઅ, અસહંતિઅ.

સ. સહાર્થદ : સકણ્ણ, સરોસ, સલજ્જ, સસણેહી.

સુ. પ્રાશસ્ત્યવાચક : સુઅણુ, સુપુરિસ, સુભિચ્ચ, સુવંસ.

## (૪) લિંગપરિવર્તન

તદ્ભવોનું મૂળ સંસ્કૃતમાં હતું તે લિંગ પ્રાકૃતમાં અને વિશેષે અપભ્રંશમાં બદલાતું રહ્યું છે. અંત્ય સ્વરનું સાદૃશ્ય કે પર્યાયનો પ્રભાવ આમાં પ્રધાનપણે કારણભૂત હોય છે. નિયમ ૧૦૧ માં લિંગપરિવર્તનની નોંધ લીધી છે ત્યાં પુંલ્લિગનું નપું. ('કુંભઈં), નપું.નું પુંલ્લિંગ ( 'અબ્ભા લગ્ગા' ) ન.પું.નું સ્રીલિંગ ( 'અંત્રડી' ) અને સ્રીલિંગનુ નપું. ('ડાલઇઁ')એ ઉદાહરણો આપેલાં છે: 'તેવડુઉં' (૬૬), 'ખલાઇં' (૧૦)માં, પુંલ્લિંગને બદલે નપુંસકલિંગ, 'સોએવા,' 'જગ્ગેવા,' 'વારિઆ' (૧૯૦)માં તેમ જ 'ફલ', 'લિહિઆ' (૧૨) 'નયણુ' (૧૬૦), 'વણ્ણ' (૫૨) વગેરેમાં નપું. ને બદલે પુંલ્લિંગ રૂપ છે. 'ઝુણિ' (૧૮૫) અંત્ય સ્વરને કારણે સ્રીલિંગ બન્યું છે. હિન્દીમાં પુંલ્લિંગ–નપુંસકલિંગનો ભેદ લુપ્ત થયો છે, અને હિન્દી તેમ જ ગુજરાતીમાં અનેક તદ્ભવોનાં લિંગ મૂળ સંસ્કૃતથી જુદાં છે તે આ વલણનું જ પરિણામ. પછીથી સ્રીલિંગ લઘુતાના ભાવનું વાચક બની ગયું છે. તેની શરૂઆત 'અંત્રડી'(=નાનું આંતરડું) જેવામાં જોઈ શકાય છે.

## (૫) નામિક રૂપતંત્ર

પહેલા ને બીજા પુરુષ સર્વનામોને બાદ કરતાં બાકીના સર્વનામોના રૂપાખ્યાન પણ કાંઈક અપવાદે સંજ્ઞાના રૂપાખ્યાન જેવાં જ છે, એટલે સંજ્ઞા, વિશેષણ ને સર્વનામ સૌનાં રૂપાખ્યાનનું આ વિભાગમાં જ નિરૂપણ કર્યું છે.

કસવટ્ટઇ, કુડીરઇ, તેહઇ, દિટ્ઠઇં, પણટ્ઠઇં, નિવડિઅઇ, રણ્ણડઇ.
'એૅ' ('એ') પ્રત્યય : અંપિપએ, તલે, પિએ વિહવે; દિટ્ઠે. (૧૦૭), દૂરે (૩૧), ભુવણે (૧૯૬), મજ્ઝે (૧૨૭),

'હિં' પ્રત્યય : ०ઘરહિં (૧૬૮), દેસહિં (૮૭), અન્નહિં એક્કહિં, કવહણુહિં, જહિં, તહિં,

૭/૨ 'એૅહિં' ('ઇહિં', 'એહિં') પ્રત્યય : મગેહિં, ડુંગરેહિં, અંગિહિં; ગવક્ખેહિં.

૮/૧ અપ્રત્યય : ખલ, મેહ, પિઅ, ભમર, સારસ.

'આ' પ્રત્યય : ઢોલ્લા, પહિઆ, મિત્તડા, હિઅડા હિઆ.

૮/૨. 'હો' પ્રત્યય : તરુણહો, લોઅહો.
આમાં 'ઉ' સંસ્કૃતના પ. એ. વ. ના સંધિરૂપમાંથી નિષ્પન્ન પ્રાકૃત '°ઓ' માંથી (જનઃ > જનો > જણુ > જણુ); 'ઉ' દ્વિ. એ. વ. 'મનઃ' > 'મનો' > 'મણો > 'મણુ' જેવા પ્રકાર ઉપરથી તથા 'અ" ના 'ઓ" જેવા ઉચ્ચારણ પરથી; 'એ' < '°એણ'; હિં" < '°ભિઃ'; 'હો, 'હુ' < '°સઃ' ('મનસઃ' જેવાનો), 'હે' < '°સે' < °સ્મૈ ('તસ્મૈ' વગેરેનો; પછી ચતુર્થી/ષષ્ઠી/પંચમીનું ક્ષેત્ર એકરૂપ); 'હૅં' < '°સામ્' ('મનસામ્; વગેરેનો) અને સંબો. બ. વ. 'હોૅ' < 'સઃ' ('સુમનસઃ' વગેરેનો) એ રીતે ઉદ્‌ભવ્યા છે.

## અકારાન્ત નપુંસકલિંગ

પ્રથમા દ્વિતીયા સિવાય પુંલ્લિંગથી જુદા પ્રત્યયો નથી, પ્ર. દ્વિ. એકવ. માં પણ સાદું અંગ હોય ત્યાં પુંલ્લિંગમાં છે તે જ પ્રત્યયો છે. પણ સ્વાર્થિક 'અ' પ્રત્યયવાળું અંગ હોય ત્યારે વિકલ્પે 'ઉં' પ્રત્યય લાગ્યો છે. બહુવચનમાં પણ પુંલ્લિંગની જેમ થતાં રૂપ ઉપરાંત 'ઇં' પ્રત્યયવાળાં રૂપ પણ છે. 'ઇં' ના પૂર્વવર્તી 'અ' નો વિકલ્પે 'આ' થાય છે.

૧/૨. એકવચન : 'અગ્ગલઉં' અને એ પ્રમાણે નીચેનાં અંગોમાંથી : અપ્પણુય, ઉણ્હય, એક્કમેક્કય, એહય, કિઅય, કુડુંબય, °છંદય, તણુય, તુચ્છય, તેવડ્ડય, થિરત્તણુય, દિટ્ઠય, પસરિઅય, બોલ્લિઅય, ભગ્ગય, વલ્લહય, વિઢત્તય, વુત્તય, હિઅય, હિઅડય.

'વારિઆ', 'જગ્ગેવા' 'સોએવા' પુંલ્લિગ પ્રમાણે છે. 'સંવલિઅ' પ્રાકૃત રૂપ છે.

૧/૨. બહુવચન 'કમલઇં' અને એ જ પ્રમાણે નીચેનાં અંગોમાંથી :

અલિ-ઉલ, કુંભ, ખંડ, ડંબર, નિચ્ચિંત, પન્ન, ફલ, મણોરહ, લોઅણુ, સર;

'ફલાઇં' અને એ જ પ્રમાણે નીચેનાં અંગોમાંથી :

ખલ, °ગંડ, રયણુ, વડ્ડ, વલણુ, વિગુત્ત, સય, હરિણુ.

ફલ,' 'નયણુ' વગેરે તથા 'લિહિઆ,' 'વડ્ડા' વગેરે પુંલ્લિગની જેમ.

'અઇઁ', 'આઇં' ના મૂળમાં સં. 'આનિ' છે.

## ઇકારાન્ત/ઉકારાન્ત પુંલ્લિગ નામો

૧/૨ ૧. અને ૨. અપ્રત્યય : સામિ, કેસરિ, મુણિ, કડ્ડુ.

૩/૧ 'એઁ' પ્રત્યય : અગ્ગિએં; 'ણુ' પ્રત્યય : અગ્ગિણુ; અનુસ્વાર : અગ્ગિ.
'સંતે' (૧૯૬) માં પ્રત્યય પહેલાં અંગનો અંત્ય સ્વર લુપ્ત થયો છે.

૩. ૨. 'હિઁ' પ્રત્યય : બિહિઁ.

૫. ૧. 'હેઁ' પ્રત્યય : ગિરિહેં, તરુહેં.

૫. ૨. 'હુઁ' પ્રત્યય : સામિહુઁ, તરુહુઁ

૪/૬. ૨. 'હુઁ' પ્રત્યય : તરુહુઁ; સઉણિહુઁ.

૭. ૧. 'હિ' પ્રત્યય : કલિહિ.

૭ ૨. 'હિઁ' પ્રત્યય : તિહિઁ; 'હુઁ' પ્રત્યય : દુહુઁ.

## સ્ત્રીલિંગ

૧/૨. ૧. અપ્રત્યયે : ધણુ, રેહ, મુદ્ધ, સિલ, ભલ્લિ, કિત્તિ, પઇટ્ઠિ, દિણ્ણી, વંકી.

૧/૨. ૨. અપ્રત્યય : ઉદાહૃત પદ્યોમાં આવતું નથી. અન્યત્ર મળે છે. 'ઉ' (કે 'ઑ') પ્રત્યય—જજ્જરિઅઉ, જજ્જરિઆઁ ઑ, અંગુલિઉ, ઘુગ્ઘિઉ, સલ્લઇઉ, વિલાસિણિઑ. 'ભજ્જિઉ' માં પૂર્વવર્તી 'અ' લુપ્ત થયો છે.

૩/૧. 'એઁ' પ્રત્યય—ચંદિમએઁ, જાઇટ્ઠિઅએઁ, નિદ્દએં.

૩/૨. 'હિઁ' પ્રત્યય—દિતહિઁ, સરિહિઁ.

૫/૧. 'હેઁ' પ્રત્યય—બાલહેઁ.

૫/૨ 'હુ' પ્રત્યય—વયંસિઅહુ.

૪/૬ ૧. 'હેઁ' પ્રત્યય—અલહંતિઅહેઁ, °જંપિરહેઁ, તહેઁ, તિસહેઁ, ધણહેઁ, મજ્ઝહેઁ, °નિવાસહેઁ, મુદ્ધડહેઁ, °હાસહેઁ, જોઅંતિહેઁ, મેલ્લંતિહેઁ, રોમાવલિહેઁ; કંગુહેઁ,

'ગણંતિએઁ' (૩૩૩) પ્રાકૃત છે.

૪/૬. ૨. 'હુ' પ્રત્યય : વયંસિઅહુ; 'હુઁ' પ્રત્યય : માયહુઁ.

૭/૧. 'હિઁ' પ્રત્યય : એક્કહિઁ, ઉજ્જેણિહિઁ, રિદ્ધિહિઁ વારાણસિહિઁ, સલ્લઇહિઁ, સંધિહિં; 'હિ' પ્રત્યય : મહિહિ.

૭/૨. 'હિઁ પ્રત્યય : દિસિહિઁ.

૮/૧. અપ્રત્યય : દૂઇ, ધણિ, પુત્તિ, બહિણિ, સહિ, ગોરિ;

'એઁ પ્રત્યય : અમ્મિએઁ, બહિણુએઁ, બિટ્ટીએ;

'ઇ' પ્રત્યય : અમ્મિ, મુદ્ધિ.

૮/૨. 'હોઁ' પ્રત્યય : તરુણિહોઁ .

સંબોધન એકવચનનો 'એઁ' 'બિટ્ટીએ' માં છંદ ખાતર દીર્ઘ કરાયો છે. '°હેઁ' મૂળ 'સ્યૈ માં' (તસ્યૈં 7 તસ્સે 7 તસે 7 તહે એવા ક્રમે) છે.

## પહેલો ને બીજો પુરુષ સર્વનામ

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | પહેલો પુરુષ | બીજો પુરુષ | પહેલો | બીજો પુરુષ |
| ૧. | હઉઁ | તુહું | અમ્હે અમ્હઇઁ | તુમ્હે, તુમ્હઇઁ |
| ૨. | મઇઁ | તઇં, પઇં | ,, ,, | ,, ,, |
| ૩. | ,, | ,, ,, | અમ્હેહિઁ | તુમ્હેહિં |
| ૪/૫/૬. | મહુ, મજ્ઝુ : | તુહ, તઉ, તુજ્ઝ : તુધ્ર | અમ્હાહઁ | તુમ્હહઁ |
| ૭. | મઇઁ | તઇઁ, પઇઁ | અમ્હાસુ | તુમ્હાસુ |

છંદને કારણે 'અમ્હહઁનું' 'અમ્હાહઁ' થયું છે.

## અન્ય વિશિષ્ટ સાર્વનામિક રૂપો

| | પ્રત્યય | અંગ | રૂપ |
|---|---|---|---|
| પ્રથમા/દ્વિતીયા એકવ. | | જ; ત (નપું). | ધ્રું, ત્રં. |
| ,, ,, બહુવ. | એ (અ, ઇ). | ત; એ; આ. | તે,તેં, તિ; એઇ,આઇ, |
| પંચમી એકવ. | હાં | જ, ત, ક | જહં, તહાં, કહં |
| સપ્તમી | હિં | જ, ત, ક, અન્ન, એક્ક | જહિઁ, તહિઁ, કહિઁ, અન્નહિઁ, એક્કહિઁ. |

'એ' નું પું. ૧/૨ એકવ. માં 'એહો'; નપું. ૧/૨. એકવ.માં 'એઉ' અને ષષ્ટી એકવ.માં 'આ' અંગસ્વરવાળાં 'જાસુ', 'તાસુ', 'કાસુ' એવાં રૂપ થાય છે. ઉપરાંત પ્રાકૃત સમયથી પ્રચલિત રૂપો પણ વપરાય છે. સ્ત્રીલિંગ અંગો અકારાંત કે આકારાંત હોય છે—'જ', 'જા', 'ત', 'તા' વિગેરે.

## અનુગો

વિભક્તિ પ્રત્યયોથી દર્શાવાતા અર્થસંબંધોનો કોઈ છાયાવિશેષ અથવા તો જુદો જ અર્થસંબંધ દર્શાવવા સંસ્કૃતમાં અમુક રૂપો ખાસ વપરાતાં. એવાં રૂપોનો વપરાશ મધ્યમ ભારતીય–આર્યમાં વધતો ગયો. અર્થદષ્ટિએ તેવા શબ્દો મૂળથી દૂર ખસતા ગયા, અને વ્યક્તિત્વની દષ્ટિએ બીજા શબ્દોને પડછે ગૌણ બનતા ગયા. ધીમે ધીમે વિભક્તિપ્રત્યયોનું કાર્ય ને સ્થાન આ અનુગો લેતા ગયા. ભિન્નભિન્ન વિભક્તિઓના અલગ અલગ પ્રત્યયો ધ્વનિપરિવર્તનને પરિણામે એકરૂપ બનતાં જ્યારે અર્થ-ગૂંચવાડો થવા લાગ્યો, ત્યારે અનુગો દ્વારા તેમાંથી રસ્તો કઢાતાં તેમનો વપરાશ વધતો ગયો. પ્રાકૃત કરતાં અપભ્રંશમાં નવનવા અનુગો ચલણી બન્યા. હેમચંદ્રનાં ઉદાહરણોમાં તે બંને રીતે વપરાયા છે : નામિક અંગ સાથે સમસ્ત રૂપે, તેમ જ વિભક્તિપ્રત્યયને યોગે. તેમની યાદી નીચે પ્રમાણે :

'સાથે' અર્થમાં : **સમાણુ** ( સં. 'સમાન'; સં. 'સમમ્'='સાથે' ને અનુસરીને )—

( સમસ્ત ) 'પયરક્ખસમાણુ'

(તૃતીયાને યોગે )પુપ્ફવઈહિ સમાણુ' ૧૯૦, ૧૪૨,

**સહું** ( = સં. 'સહ' ) ૧૫૦, ૪૦

'વિના' અર્થમાં : **વિણુ**. ( સં. 'વિના'). ( તૃતીયાને યોગે). ૪૩, ૮૭ ૧૫૫, ૧૯૬

'માંથી' અર્થમાં : **હોંતઉ** ( = 'હો 'નું વર્ત. કૃ. ) ( પંચમીને યોગે). ઉદાહરણો ૩૯, ૬૭. ૬૯, ૭૬ અને ૭૯ નીચે

°ટ્ઠિઉ (સં. 'સ્થિત') સમસ્ત—'હિઅયટ્ઠિઉ જઇ નીસરઇ' ૧૯૩ 'જો હૃદયથી–હૃદયમાંથી નીસરે'. 'અમ્હાસુ ઠિઅં' ૮૦ અને 'તુમ્હાસુ ઠિઅં' (૭૪) એમાં 'ઠિઅ' અનુગરૂપે છે કે 'રહેલું' અર્થે, તે સંદર્ભ વિના નક્કી ન થાય.

'માટે' અર્થમાં : કેહિઁ (સં. 'કૃતે', પ્રા. કએ, *કએહિં), તેહિઁ, રેસિઁ, રેસિ (* 'રેસ' ? નું તૃ. એક વ.) અને તણેણ ('તન'–'તણ' નું તૃ. એકવ.) (ષષ્ઠીને યોગે) ઉદાહરણ ૧૭૮.

'સંબંધી' અર્થમાં ; કેરઉ (ન. કેરઉં, સ્ત્રી. કેરી, સં' કાર્ય' ?) અને તણઉ (ન. તણઉં, સ્ત્રી. તણી; સં. '°તન' ?) (ષષ્ઠીને યોગે). ૧૭૦, ૭૮, તથા ૪૯, ૭૦ અર્વા. ગુજરાતી કાવ્યભાષામાં 'કેરુ', 'તણું' જીવતા છે.

## (૬) પ્રયોગો

૧. વર્તમાન કૃદંત પ્રથમા એકવચનનું રૂપ ક્રિયાતિપત્ત્યર્થે વપરાય છે. जइ भग्गा घरु एंतु ૩૫ 'જો ભાગીને ઘરે આવત.' जइ ससि छोल्लिज्जंतु मुह–कमलि सरिसिम लहंतु ૯૯ 'જો ચંદ્ર છોલવામાં આવ્યો હોત, તો મુખકમળની સાથે સમાનતા પામત.'

વર્તમાન કૃદંતનો આવો અર્થ પ્રાકૃત ભૂમિકાથી જ વિકસી ચૂક્યો હતો.

હેમચંદ્રે પ્રાકૃત વિભાગમાં (સૂત્ર ૮.૩.૧૮૦) આ વાત નોંધી છે. અર્વાચીન ગુજરાતીમાં પ્રયોગ જીવંત છે.

૨. 'ણ' પ્રત્યયથી સાધિત ક્રિયાનામ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. એચ્છણ ૩૭, કરણ ૧૯૫.

૩. 'વ' પ્રત્યયથી સાધિત વિધ્યર્થ કૃદંત હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. દેવં ૧૯૫.

વિભક્તિપ્રયોગો.

૪. તૃતીયા. નિરપેક્ષ ('એબ્સોલ્યુટ') રચનામાં :
पुत्तें जाएं कवणु गुणु ૧૦૪ 'પુત્ર જનમ્યે શો લાભ ?'
पुत्तें मएण कवणु अवगुणु ,, 'પુત્ર મર્યે શું નુકસાન ?'
पिएं दिट्ठें सुहच्छडी होइ ૧૭૪ 'પ્રિય દીઠે (=દેખ્યે) સુખશાતા થાય છે.'

૫. ચતુર્થી/ષષ્ઠી. (૧) નિરપેક્ષ રચનામાં:

पिअहो॑ परोक्खहों निद्दडी केवँ १४१ 'પ્રિયતમ આંખથી દૂર હોતે છતે નિદ્રા કેવી !'

(૨). વર્તમાન કૃદંતવાળી નિરપેક્ષ રચનામાં:

पिअ जोअंतिहें मुह-कमलु ८ 'પ્રિયતમનું મુખકમળ જોતાં.' एहउँ चिंतंताहँ ५० 'એ-ચિંતવતાં.' जाहँ अवरोप्परु जोअंताहँ १3२ 'જેમના અરસપરસ જોતાં'. देंतहो हउं उव्वरिय, जुज्झंतहों करवालु ७७ 'દેતાં હું ઊગરી, યુદ્ધ કરતાં તલવાર'.

અર્વાચીન ગુજરાતીમાં 'બોલતાં, કરતાં, ફરતાં' વગેરેમાં દેખાતી રચનામાં આ પ્રયોગ ઊતરી આવ્યો છે.

(૩) 'પ્રત્યે' 'તરફ' અર્થે : कुंजरु अन्नहँ तरुअरहँ कोड्डेण घड त्तइ हत्थु १६3 'હાથી બીજા તરુવર તરફ તો કુતૂહળથી સૂંઢ ફેંકે છે.' सिरु ल्हसिउ खंधस्सु २०५ 'શિર ખાંધ તરફ ઢળ્યું છે.' साहु वि लोउ सत्थावत्थहँ आलवणु करेइ १७१ 'સ્વસ્થ અવસ્થા વાળા પ્રત્યે (=ની સાથે) તો સૌ લોક બોલે.'

(૪) 'ણુ' પ્રત્યયથી સાધિત ક્રિયાનામનું ષષ્ઠીનું રૂપ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. अक्खणहँ ३3, भुंजणहँ १६५.

(૫) નીચેના ક્રિયાપદોને યોગે :

તુલના અને અનુકરણવાચક : 'ઉવમિઅ'—सिंहहो उवमिअइ १४२.3 'સિંહ સાથે સરખાવાય છે'. 'અણુહર'—सुपुरिस कंगुहें अणुहरहिँ ५८ 'સત્પુરુષ કાંગને મળતા આવે છે.' ससि पिअहो अणुहरइ १४६ 'ચંદ્ર પ્રિયતમને મળતો આવે છે.' 'ઝા'—तत्तस्सु झाएविणु १६४ તત્ત્વનું ધ્યાન ધરીને.' પણ छम्मुहु झाइवि ६ એમાં 'ઝા' દ્વિતીયાને યોગે વપરાયો છે. 'ગણ્' ताण गणंतएँ ९ તેમને ગણતાં.'

## ૧

# સિદ્ધહેમ અનુસાર

## અપભ્રંશના લાક્ષણિક નિયમો

૧. પ્રકૃતિરૂપ સંસ્કૃત શબ્દના સ્વરોને સ્થાને અપભ્રંશમાં સાધારણ રીતે અન્ય સ્વરો આવે છે.

૨. જેને વિશે અપભ્રંશમાં વિશિષ્ટ પરિવર્તન થતું હોવાનું કહેવામાં આવશે, તેની બાબતમાં પણ કવચિત્ પ્રાકૃત પ્રમાણે તેમ જ શૌરસેની પ્રમાણે પરિવર્તન થાય છે.

૩. અપભ્રંશમાં વિભક્તિપ્રત્યયો લાગતાં, નામનો અંત્ય સ્વર, સાધારણ રીતે, મૂળમાં હ્રસ્વ હોય તો દીર્ઘ ને મૂળમાં દીર્ઘ હોય તો હ્રસ્વ થાય છે.

૪. પ્રથમા એકવચનનો અને દ્વિતીયા એકવચનનો પ્રત્યય લાગતાં નામના અંત્ય સ્વર તરીકે રહેલા अકારનો उકાર થાય છે.

૫. પુંલ્લિંગમાં રહેલા નામના અંત્ય अકારનો, પ્રથમા એકવચનનો પ્રત્યય લાગતાં વિકલ્પે ओકાર થાય છે.

૬. તૃતીયા એકવચનનો પ્રત્યય લાગતાં નામના અંત્ય अકારનો एકાર થાય છે.

૭. નામના અંત્ય अકારનો સપ્તમી એકવચનના પ્રત્યયસહિત इકાર તથા एકાર થાય છે.

૮. નામના અંત્ય अકારનો, પાછળ તૃતીયા બહુવચન લાગતાં, एકાર વિકલ્પે થાય છે.

૯. નામના અંત્ય અકાર પછી આવતા પંચમી એકવચનના પ્રત્યય ના -हे અને -हु એવા આદેશ થાય છે.

૧૦. નામના અંત્ય અકાર પછી આવતા પંચમી બહુવચનના પ્રત્યયનો -हुँ એવો આદેશ થાય છે.

૧૧. નામના અંત્ય અકાર પછી આવતા ષષ્ઠી એકવચનના પ્રત્યયને સ્થાને -सु, -हो, -स्सु, એમ ત્રણ આદેશ થાય છે.

૧૨. નામના અંત્ય અકાર પછી આવતા ષષ્ઠી બહુવચનના પ્રત્યય નો -हँ એવો આદેશ થાય છે.

૧૩. નામના અંત્ય ઇકાર અને ઉકાર પછી આવતા ષષ્ઠી બહુવચનના પ્રત્યયના -हुँ અને -हँ એમ બે આદેશ થાય છે.

૧૪. કવચિત્ સપ્તમી બહુવચનના પ્રત્યયનો પણ -हुँ આદેશ થાય છે.

૧૫. નામના અંત્ય इ અને उ પછી આવતા પંચમી એકવચનના પ્રત્યયનો -हे ચતુર્થી ને પંચમી બહુ વચનના પ્રત્યયનો -हुँ અને સપ્તમી એકવચનના પ્રત્યયનો -हि એમ આદેશ થાય છે.

૧૬. નામના અંત્ય અકાર પછી આવતા તૃતીયા એકવચનના પ્રત્યયના -ण અને અનુસ્વાર એમ બે આદેશ થાય છે.

૧૭. નામના અંત્ય ઇકાર અને ઉકાર પછી આવતા તૃતીયા એકવચનના પ્રત્યયનો -एं, અને -ण તેમ જ અનુસ્વાર થાય છે.

૧૮. પ્રથમા એકવચન અને બહુવચનના અને દ્વિતીયા એકવચન અને બહુવચનના પ્રત્યયનો લોપ થાય છે.

૧૯. ષષ્ઠી વિભક્તિના પ્રત્યયનો ઘણીવાર લોપ થાય છે.

૨૦. સંબોધનના અર્થમાં રહેલા નામની પછી આવતા બહુવચનના પ્રત્યયનો -हो એવો આદેશ થાય છે. આ લોપનો અપવાદ છે.

૨૧. તૃતીયા બહુવચન અને સપ્તમી બહુવચનના પ્રત્યયને સ્થાને -हिँ એવો આદેશ થાય છે.

૨૨. સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યયના પ્રત્યેક -उ, -ओ એમ બે આદેશ થાય છે. આ લોપના અપવાદ છે.

૨૩. સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા તૃતીયા એકવચનના પ્રત્યયને સ્થાને -ए એવો આદેશ થાય છે.

૨૪. સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા પંચમી અને ષષ્ઠી એકવચનના પ્રત્યયનો -हे એવો આદેશ થાય છે.

૨૫. સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા પંચમી અને ષષ્ઠી બહુવચનના પ્રત્યયનો -हु આદેશ થાય છે.

૨૬. સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા સપ્તમી એકવચનના પ્રત્યયનો -हि એવો આદેશ થાય છે.

૨૭. નપુંસકલિંગમાં રહેલા નામની પછી આવતા પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યયનો -इँ એવો આદેશ થાય છે.

૨૮. નપુંસકલિંગમાં રહેલા અને જેને અંતે મૂળમાં સ્વાર્થિક -क કાર છે તેવા નામનો જે અંત્ય અકાર છે, તેની પછી પ્રથમા અને દ્વિતીયા એકવચનના પ્રત્યયો આવતાં, તેનો -उँ એવો આદેશ થાય છે.

૨૯. અકારાન્ત સર્વનામની પછી આવતા પંચમી એકવચનના પ્રત્યયનો -हाँ એવો આદેશ થાય છે.

૩૦. અકારાન્ત સર્વનામ किम्‌ના અકાર પછી આવતા પંચમી એકવચનના પ્રત્યયનો ङित् ँइहे એવો આદેશ વિકલ્પે થાય છે.

૩૧. અકારાન્ત સર્વનામના સપ્તમી એકવચનના પ્રત્યયનો -हिँ એવો આદેશ થાય છે.

૩૨. यद्, तद् ને किम् એ અકારાન્ત સર્વનામો પછી આવતા ષષ્ઠી એકવચનના પ્રત્યયનો ङित् -आसु એવો આદેશ વિકલ્પે થાય છે.

૩૩. સ્ત્રીલિંગમાં રહેલા यद्, तद् ને किम्‌ની પછી આવતા ષષ્ઠી એકવચનના પ્રત્યયનો ङित् ँअहे એવો આદેશ વિકલ્પે થાય છે.

૩૪. यद् અને तद्‌ના સ્થાને, પ્રથમા અને દ્વિતીયા એકવચનના પ્રત્યય લાગતાં, અનુક્રમે ध्रुं અને त्रं એવા આદેશ વિકલ્પે થાય છે.

૩૫. નપુંસકલિંગમાં રહેલા इदम्‌નો પ્રથમા અને દ્વિતીયા એકવચનના પ્રત્યય લાગતાં इमु એવો આદેશ થાય છે.

૩૬. સ્ત્રીલિંગ, પુંલ્લિંગ અને નપુંસકલિંગમાં રહેલા एतद्‌ને સ્થાને પ્રથમા અને દ્વિતીયા એકવચનના પ્રત્યય લાગતાં, અનુક્રમે एह, एहो, एहु એવા આદેશ થાય છે.

૩૭. एतद्‌નો પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યય લાગતાં एइ એવો આદેશ થાય છે.

૩૮. अदस्‌ને સ્થાને પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યય લાગતાં, ओइ એવો આદેશ થાય છે.

૩૯. इदम શબ્દનો વિભક્તિ-પ્રત્યય લાગતાં आय- એવો આદેશ થાય છે.

૪૦. सर्व શબ્દનો साह- આદેશ વિકલ્પે થાય છે.

૪૧. किम्‌ને સ્થાને काइँ, कवण એમ વિકલ્પે આદેશ થાય છે.

૪૨. युष्मद्‌નો પ્રથમા એકવચનનો પ્રત્યય લાગતાં तुहुँ એવો આદેશ થાય છે.

૪૩. युष्मद्‌ના, પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યય લાગતાં, પ્રત્યેકમાં तुम्हे અને तुम्हइँ એવા આદેશ થાય છે.

૪૪. દ્વિતીયા, તૃતીયા અને સપ્તમી એકવચનના પ્રત્યય સહિત युष्मद्‌નો पइँ, तइँ એવા આદેશ થાય છે.

૪૫. युष्मद्‌નો તૃતીયા બહુવચનના પ્રત્યય સહિત तुम्हेहिँ એવો આદેશ થાય છે.

૪૬. युष्मद्‌ના પંચમી અને ષષ્ઠી એકવચનના પ્રત્યય સહિત तउ, तुज्झ, तुध्र એમ ત્રણ આદેશ થાય છે.

૪૭. युष्मद्‌નો પંચમી અને ષષ્ઠી બહુવચનના પ્રત્યયો સહિત तुम्हहँ એવો આદેશ થાય છે.

૪૮. युष्मद्‌નો સપ્તમી બહુવચનના પ્રત્યય સહિત तुम्हासु એવો આદેશ થાય છે.

૪૯. अस्मद्‌નો, પ્રથમા એકવચનનો પ્રત્યય લાગતાં, हउँ એ આદેશ થાય છે.

૫૦. अस्मद्‌ના, પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યય લાગતાં પ્રત્યેકમાં अम्हे, अम्हइँ એમ બે આદેશ થાય છે.

૫૧. अस्मद्‌નો દ્વિતીયા, તૃતીયા અને સપ્તમી એકવચનના પ્રત્યય સહિત मइँ એવો આદેશ થાય છે.

૫૨. अस्मद्‌નો તૃતીયા બહુવચનના પ્રત્યય સહિત अम्हेहिँ એવો આદેશ થાય છે.

૫૩. अस्मद्‌ના, પંચમી અને ષષ્ઠી એકવચનના પ્રત્યય સહિત, પ્રત્યેકમાં महु, मज्झु એવા બે આદેશ થાય છે.

૫૪. अस्मद्‌નો પંચમી અને ષષ્ઠી બહુવચનના પ્રત્યય સહિત अम्हहँ એવો આદેશ થાય છે.

૫૫. अस्मद्‌નો સપ્તમી બહુવચનના પ્રત્યય સહિત अम्हासु એવો આદેશ થાય છે.

૫૬. વર્તમાનકાળ વગેરેના -ति આદિ પ્રત્યયોમાંના આરંભના ત્રણમાંથી બહુવચનાર્થ પ્રત્યયનો -हिँ એવો આદેશ વિકલ્પે થાય છે.

૫૭. -ति આદિ પ્રત્યયોમાંના વચલા ત્રણનું જે આદ્ય વચન તેના પ્રત્યયનો -हि એવો આદેશ વિકલ્પે થાય છે.

૫૮. -ति આદિ પ્રત્યયોના વચલા ત્રણ પ્રત્યયોને લગતું બહુત્વના અર્થમાં રહેલું જે વચન છે તેના પ્રત્યયનો -हु એવો આદેશ વિકલ્પે થાય છે.

૫૯. -ति વગેરે પ્રત્યયોમાંના અંત્ય ત્રણનું જે આદ્ય વચન તેના પ્રત્યયનો -उँ એવો આદેશ વિકલ્પે થાય છે.

૬૦. -ति વગેરે પ્રત્યયોમાંના અંત્ય ત્રણમાં જે બહુત્વના અર્થમાં રહેલું છે તેના પ્રત્યયનો -हुँ એવો આદેશ વિકલ્પે થાય છે.

૬૧. આજ્ઞાર્થના મધ્યમ પુરુષના એકવચનના -हि, -स्व પ્રત્યયોના -इ, -उ, -ऍ એમ ત્રણ આદેશ વિકલ્પે થાય છે.

૬૨. -त्ति વગેરે પ્રત્યયો લાગતાં ભવિષ્ય અર્થને લગતા કાળના -स्यनो વિકલ્પે -स- થાય છે.

૬૩. क्रिये એ ક્રિયાપદનો कीसु એવો આદેશ વિકલ્પે થાય છે.

૬૪. વિશિષ્ટ ધાત્વાદેશો :

(૧) પર્યાપ્તિના અર્થમાં રહેલો भू=हुच्च –( प्रभू=पहुच्च- )
(૨) ब्रू- = बुव- (વિકલ્પે ब्रो- )
(૩) व्रज्- = वुञ-
(૪) दृश्- = प्रस्स-
(૫) ग्रह्- = गृण्ह
(૬) तक्ष्- = छोल्ल-
(૭) ज्वल्- = झलक-
(૮) निवृत्- = अब्भडवंच-
(૯) शल्याय्- = खुड्डुक्क-
(૧૦) गर्ज्- = घुड्डुक्क-
(૧૧) मञ्ज् = मज्ज-
(૧૨) आक्रम् = चंप-
(૧૩) शब्दाय्- = धुड्डुअ-

૬૫. પદના આરંભે ન હોય તેવા, સ્વર પછી આવતા ને અસંયુક્ત એવા 'ક,' 'ખ,' 'ત,' 'થ,' 'પ,' 'ફ'ને સ્થાને અનુક્રમે 'ગ,' 'ઘ,' 'દ,' 'ધ,' 'બ,' 'ભ' ઘણીવાર થાય છે.

૬૬. અનાદ્ય, અસંયુક્ત મકારનો અનુનાસિક વકાર વિકલ્પે થાય છે.

૬૭. સંયુક્ત વ્યંજનોમાં પરવર્તી રેફ વિકલ્પે લુપ્ત થાય છે.

૬૮. ક્યાંક મૂળમાં ન હોય તેવો રેફ પણ હોય છે.

૬૯. आपद्, विपद्, संपद् એમના દકારનો ઇકાર થાય છે.

૭૦. कथं, यथा, तथा એ દરેકના थ् થી શરૂ થતા અંશના -एम, -इह, -इम, -इध એવા ચાર ડિત્ આદેશ થાય છે,

૫૦. अम्हद्‌ના, પ્રથમા અને દ્વિતીયા બહુવચનના પ્રત્યય લાગતાં પ્રત્યેકમાં अम्हे, अम्हइँ એમ બે આદેશ થાય છે.

૫૧. अस्मद्‌નો દ્વિતીયા, તૃતીયા અને સપ્તમી એકવચનના પ્રત્યય સહિત मइँ એવો આદેશ થાય છે.

૫૨. अस्मद्‌નો તૃતીયા બહુવચનના પ્રત્યય સહિત अम्हेहिँ એવો આદેશ થાય છે.

૫૩. अस्मद्‌ના, પંચમી અને ષષ્ઠી એકવચનના પ્રત્યય સહિત, પ્રત્યેકમાં महु, मज्झु એવા બે આદેશ થાય છે.

૫૪. अस्मद्‌નો પંચમી અને ષષ્ઠી બહુવચનના પ્રત્યય સહિત अम्हहँ એવો આદેશ થાય છે.

૫૫. अस्मद्‌નો સપ્તમી બહુવચનના પ્રત્યય સહિત अम्हासु એવો આદેશ થાય છે.

૫૬. વર્તમાનકાળ વગેરેના -ति આદિ પ્રત્યયોમાંના આરંભના ત્રણમાંથી બહુવચનાર્થ પ્રત્યયનો -हिँ એવો આદેશ વિકલ્પે થાય છે.

૫૭. -ति આદિ પ્રત્યયોમાંના વચલા ત્રણનું જે આદ્ય વચન તેના પ્રત્યયનો -हि એવો આદેશ વિકલ્પે થાય છે.

૫૮. -ति આદિ પ્રત્યયોના વચલા ત્રણ પ્રત્યયોને લગતું બહુત્વ-ના અર્થમાં રહેલું જે વચન છે તેના પ્રત્યયનો -हु એવો આદેશ વિકલ્પે થાય છે.

૫૯. -ति વગેરે પ્રત્યયોમાંના અંત્ય ત્રણનું જે આદ્ય વચન તેના પ્રત્યયનો -उँ એવો આદેશ વિકલ્પે થાય છે.

૬૦. -ति વગેરે પ્રત્યયોમાંના અંત્ય ત્રણમાં જે બહુત્વના અર્થમાં રહેલું છે તેના પ્રત્યયનો -हुँ એવો આદેશ વિકલ્પે થાય છે.

૬૧. આજ્ઞાર્થના મધ્યમ પુરુષના એકવચનના -हि, -स्व પ્રત્યયોના -इ, -उ, -ऍ એમ ત્રણ આદેશ વિકલ્પે થાય છે.

૬૨. -ति વગેરે પ્રત્યયો લાગતાં ભવિષ્ય અર્થને લગતા કાળના -स्यनो વિકલ્પે -स- થાય છે.

૬૩. क्रिये એ ક્રિયાપદનો कीसु એવો આદેશ વિકલ્પે થાય છે.

૬૪. વિશિષ્ટ ધાત્વાદેશો :

(૧) પર્યાપ્તિના અર્થમાં રહેલો भू=हुच्च-(प्रभू=पहुच्च-)
(૨) ब्रू- = ब्रुव- (વિકલ્પે ब्रो-)
(૩) व्रज्- = वुञ-
(૪) दृश्- = प्रस्स-
(૫) ग्रह्- = गृण्ह
(૬) तक्ष्- = छोल्ल-
(૭) ज्वल्- = झलक-
(૮) निवृत्- = अब्भडवंच-
(૯) शल्याय्- = खुड्क-
(૧૦) गर्ज्- = घुड्क-
(૧૧) भञ्ज् = भज्ज-
(૧૨) आक्रम् = चंप-
(૧૩) शब्दाय्- = धुद्धुअ-

૬૫. પદના આરંભે ન હોય તેવા, સ્વર પછી આવતા ને અસંયુક્ત એવા 'ક,' 'ખ,' 'ત,' 'થ,' 'પ,' 'ફ'ને સ્થાને અનુક્રમે 'ગ,' 'ઘ,' 'દ,' 'ધ,' 'બ,' 'ભ' ઘણીવાર થાય છે.

૬૬. અનાદ્ય, અસંયુક્ત મકારનો અનુનાસિક વકાર વિકલ્પે થાય છે.

૬૭. સંયુક્ત વ્યંજનોમાં પરવર્તી રેફ વિકલ્પે લુપ્ત થાય છે.

૬૮. ક્યાંક મૂળમાં ન હોય તેવો રેફ પણ હોય છે.

૬૯. आपद्, विपद्, संपद् એમના દકારનો ઇકાર થાય છે.

૭૦. कथं, यथा, तथा એ દરેકના थ् થી શરૂ થતા અંશના -एम, -इह, -इम, -इध એવા ચાર ડિત્ આદેશ થાય છે.

૭૧. याद्दश् વગેરેના -द्-થી શરૂ થતા અંશનો ડિત્ એવો -इह આદેશ થાય છે.

૭૨. याद्दश, ताद्दश, कीद्दश, ईद्दशना -द्-થી શરૂ થતા અંશનો ડિત્ એવો -अइस આદેશ થાય છે.

૭૩. यत्र, तत्र એ શબ્દોના -त्रना -एत्थु, -अत्तु એવા ડિત્ આદેશ થાય છે.

૭૪. कुत्र, अत्र એમના -त्रनो ડિત્ એવો -एत्थु આદેશ થાય છે.

૭૫. यावत्, तावत् એ અવ્યયોના -व्–થી શરૂ થતા અંશના -म, -उँ -महिँ એવા ત્રણ આદેશ થાય છે.

૭૬. यावत्, तावत्ना -व्-થી શરૂ થતા અંશનો ડિત્ એવો -एवड- આદેશ વિકલ્પે થાય છે.

૭૭. इयत्, कियत्ना -य्-થી શરૂ થતા અંશનો ડિત્ એવો -एवड- આદેશ વિકલ્પે થાય છે.

૭૮. परस्परના આદિમાં અકાર આવે છે.

૭૯. क् વગેરે વ્યંજનોમાં રહેલા ए, ओ એમનું ઉચ્ચારણ પ્રાયઃ લઘુ થાય છે.

૮૦. પદને અંતે રહેલા -उँ, -हुँ ને -हे એમનું ઉચ્ચારણ પ્રાયઃ લઘુ થાય છે.

૮૧. -म्ह- ને સ્થાને -म्भ्- થાય છે. સંસ્કૃતમાં તે સંભવિત ન હોવાથી -म्ह એટલે -श्म् -ष्म् -स्म् -ह्म अने -क्ष्म्- એમને સ્થાને આવતો -म्ह અહીં સમજવો.

૮૨. નીચેના શબ્દોના બતાવ્યા પ્રમાણે આદેશ થાય છે:

(१) अन्यादृश = अन्नाइस, अवराइस.
(२) प्रायस् = प्राउ, प्राइव, प्राइम्य, पग्गिम्व.
(३) अन्यथा = अनु.
(४) कुतस् = कउ, कहंतिहु.
(५) ततस्, तदा = तो.
(६) एवम् = एम्व.
(७) परम् = पर.
(८) समम् = समाणु.
(९) ध्रुवम् = ध्रुवु.
(१०) मा = मं (વિકલ્પે मा, म).
(११) मनाक् = मणाउँ.
(१२) किल = किर.
(१३) अथवा अहवइ.
(१४) दिवा = दिवे.
(१५) सह = सहुँ.
(१६) नहि = नाहिँ.
(१७) पश्चात् = पच्छइ.
(१८) एवमेव = एवँइ.
(१९) एव = जि.
(२०) इदानीम् = एवहिँ.
(२१) प्रत्युत = पच्चलिउ.
(२२) इतस् = एत्तहे.
(२३) विषण्ण = वुन्न.
(२४) उक्त = वुत्त.
(२५) वर्त्मन् = विच्च.
(२६) शीघ्र = वहिल.
(२७) झकट = घंघल
(२८) अस्पृश्यसंसर्ग = विट्टाल.
(२९) भय = द्रवक्क
(३०) आत्मीय = अप्पण.
(३१) दृष्टि = द्रेहि.
(३२) गाढ = निच्चट्ट.
(३३) असाधारण = असड्ढल.
(३४) कौतुक = कोड्डु.
(३५) क्रीडा = खेड्डु.
(३६) रम्य = रवण्ण .
(३७) अद्भुत = ढक्करि.
(३८) हे सखि = हेल्लि.
(३९) पृथक् = जुअंजुअ.
(४०) मूढ = नालिअ, वढ.
(४१) नव = नवखी.
(४२) अवस्कन्द = दडवड.
(४३) यदि = छुडु.
(४४) संबंधिन् = केर, तण.
(४५) मा भैषीः = मब्भीस.
(४६) यद्यद् दृष्टं तद् = जाइट्ठिआ.

(૪૭) શબ્દના અનુકરણ માટે ह्रुहुरु, कसरक्क, घुंट વગેરે.

(૪૮) ચેષ્ટાના અનુકરણ માટે घुग्घि, उट्ठबईस વગેરે.

(૪૯) નિરર્થક નિપાતો घईं, खाइँ વગેરે.

૮૩. 'તે માટે' અર્થ સૂચવવા केहिं, तेहिं, रेसि, रेसिं ને तणेण એવા પાંચ નિપાત પ્રયોજવા.

૮૪. पुनर् અને विना એ બેની પછી સ્વાર્થિક ડિત્ એવો -उ પ્રત્યય આવે છે.

૮૫. अवश्यम् એને સ્વાર્થિક ડિત્ એવા -एं -अ એવા પ્રત્યય લાગે છે.

૮૬. एकशस् એને સ્વાર્થે ડિત્ એવો -इ લાગે છે.

૮૭. નામની પછી સ્વાર્થિક -अ, ડિત્ એવો -अड ને -उल्ल એ ત્રણ પ્રત્યય આવે છે અને તેમના સંયોગે સ્વાર્થિક -क પ્રત્યયનો લોપ થાય છે.

૮૮. -अ, ડિત્ એવા -अड અને -उल्ल એમના ભિન્નભિન્ન સંયોગથી જે ડિત્ એવો -अडअ વગેરે પ્રત્યયો બને છે તે પણ પ્રાયઃ લાગે છે.

૮૯. ઉપર કહેલા પ્રત્યયો જેમને અંતે હોય તે સ્ત્રીલિંગમાં હોય ત્યારે તેમને -ડિત્ એવો -ई પ્રત્યય લાગે છે.

૯૦. -अडअ પ્રત્યયનું સ્ત્રીલિંગમાં -अडिआ થાય છે.

૯૧. युष्मदीय વગેરેના -ईय પ્રત્યયનો ડિત્ એવો -आर આદેશ થાય છે.

૯૨. इयत्, कियत्, यावत्, तावत्, एतावत् એમને સ્થાને અનુક્રમે एत्तुल, केत्तुल, जेत्तुल, तेत्तुल, एत्तुल થાય છે.

૯૩. સર્વ વગેરેના પરવર્તી -त्र પ્રત્યયનો हित् એવો -त्तहे આદેશ થાય છે.

૯૪. -त्व અને -ता પ્રત્યયોનો -प्पण એવો આદેશ થાય છે.

૯૫. -तव्य પ્રત્યયના -इएव्वउँ, -एव्वउँ, -एवा એમ ત્રણ આદેશ થાય છે.

૯૬. -त्वा પ્રત્યયના -इ, -अवि -इउ, -इवि, -एप्पि, -एप्पिणु, -एवि, -एविणु એવા આઠ આદેશ થાય છે.

૯૭. -तुम् પ્રત્યયના -एवं, -अण, -अणहं, -अणहिं, -एप्पि, एप्पिणु. -एवि, -एविणु એવા આઠ આદેશ થાય છે.

૯૮. गम् ધાતુના પરવર્તી -एप्पिणु, एप्पि એ પ્રત્યયોના एકારનો વિકલ્પે લોપ થાય છે.

૯૯. -तृ પ્રત્યયનો -अणअ એવો આદેશ થાય છે.

૧૦૦. इव શબ્દના અર્થમાં नं, नाइ, नाइ, नावइ, जणि, जणु એમ છ આવે છે.

૧૦૧ લિંગ ઘણીવાર અતંત્ર એટલે કે અનિયમિત હોય છે. અર્થાત્ પુંલિંગને સ્થાને નપુંસકલિંગ, નપુંસકલિંગને સ્થાને પુંલિંગ કે સ્ત્રીલિંગ, સ્ત્રીલિંગને સ્થાને નપુંસકલિંગ વગેરે હોય છે.

૧૦૨. અપભ્રંશમાં ઘણીવાર શૌરસેની પ્રમાણે -त् નો -द् વગેરે વગેરે પ્રક્રિયા થાય છે.

૧૦૩. પ્રાકૃત વગેરે ભાષાઓનાં લક્ષણો તેમની મર્યાદાની બહાર પણ જાય છે.

૧૦૪. જે પ્રાકૃત વ્યાકરણ પ્રમાણે સિદ્ધ ન થતું હોય તે સંસ્કૃત વ્યાકરણ પ્રમાણે સિદ્ધ થાય છે.

# સિદ્ધહેમનાં

## અપભ્રંશ ઉદાહરણો

१. (१) कश्चित्>कच्चु, कच्च (२) वीणा>वेण, वीण; (३)बाहुः>वाह, वाहा, बाहु; (४)पृष्ठम्,>पट्टि पिट्ठि, पुट्ठि. (५) तृणम्>तणु, तिणु, तृणु; सुकृतम्> सुकिदु, सुकिउ, सुकृदु; (७) क्लन्नकः અથવા क्लन्नकम् >किन्नउ, किलिन्नउ; (८) लिखाः>लिह, लीह, लेह; (९) गौरी >गउरी, गोरी.

३ ढोल्ला सामला धण चंपा-वण्णी ।
२ नाइ सुवण्ण-रेह कसवट्टइ दिण्णी ॥

પ્રિયતમ શામળો (છે, જ્યારે) પ્રેયસી (છે) ચંપકવર્ણી. (બંને) જાણે કે કસોટીના પથ્થર પર સુવર્ણની રેખા દીધી (=પડી) હોય (એવી રીતે શોભે છે.)

३ ढोल्ला, मइँ तुहुँ वारिआ मा करु दीहा माणु ।
३. निद्दएँ गमिही रत्तडी दडवड होइ विहाणु ॥

પ્રિયતમ, મેં તને વાર્યો (તો ખરો કે) બહુ માન ન કર (=માનને બહુ પકડી ન રાખ); (કેમ કે) નિદ્રામાં (જ ઘણીખરી) રાત વહી જશે (અને) દડબડ કરતું વહાણું થશે (=દોટ દેતું-કને સવાર થઈ જશે).

३ बिट्टीए, मइँ भणिअ तुहुँ 'मा करु वंकी दिट्ठि' ।
४. पुत्ति, सकण्णी भल्लि जिवँ मारइ हिअइ पइट्ठि ॥

બેટી, મેં તને કહ્યું (તો ખરું, કે તું) વાંકી દૃષ્ટિ ન કર (=નાખ). પુત્રી, આંકડાવાળી બરછીની જેમ, (તે જો કોઈના) હૃદયમાં પેઠી (તો તેને) મારી (જ) નાખે.

૩ एइ ति घोडा एह थलि इए ति निसिआ खग्ग ।
५. एत्थु मुणीसिम जाणिअइ जो न-वि वालइ वग्ग ॥

એ (રહ્યા) તે ઘોડા, એ (રણ)સ્થળી, (અને) એ (છે) તે તીક્ષ્ણ ખડ્ગો. અહીં જ મનુષ્યત્વ (=પૌરુષ) જણાઈ આવે છે;– (કે) જે (યોદ્ધો) લગામ પાછી ન વાળે (=ખેંચે) (તે જ સાચો વીર.)

૪ दहमुहु भुवण-भयंकरु तोसिअ-संकरु निग्गउ रहवरि चडिअउ ।
६. चउमुहु छम्मुहु झाइवि एक्कहिं लाइवि नावइ दइवें घडिअउ ॥

(ત્રિ)ભુવનને ભયપ્રેરક દશમુખ (=રાવણ) શંકરને તુષ્ટ કર્યો છે તેવો (=તુષ્ટ કરી), ઉત્તમ રથ પર ચડ્યો અને (=ચડીને) નીકળ્યો—જાણે કે ચતુર્મુખ (=બ્રહ્મા અને) ષણ્મુખ (=કાર્તિકેય)નું ધ્યાન ધરી, (તેમને) એકત્ર લાવીને (=એક સાથે જોડી દઈને) (તેને) દૈવે ઘડ્યો હોય (=ઘડ્યો ન હોય !).

૫ अगलिअ-नेह-निवट्टाहँ जोअण-लक्खु वि जाउ ।
७. वरिस-सएण वि जो मिलइ सहि, सोक्खहँ सो ठाउ ॥

અસ્ખલિત સ્નેહવાળાં (રહીને) જેમને જુદા પડવાનું થયું હોય, તેમાંનું (કોઈ એક) ભલેને (वि) લાખ યોજન (દૂર) જાય, હે સખી, (તેમાંનું)જે સો વરસે પણ (ફરી) મળે ને, (તોય) તે સુખોનું ઠામ (જ બને).

૫ अंगहिं अंगु न मिलिउ, हलि अहरें अहरु न पत्तु ।
८. पिअ जोअंतिहे मुह-कमलु एवँइ सुरउ समत्तु ॥

સખી, ન એનાં અંગો સાથે (મારું) અંગ મળ્યું, ન તો (તેના) અધરે (મારો) અધર પહોંચ્યો. પ્રિયતમનું મુખકમળ (એકી ટસે) જોતાં (જોતાં) મારું સુરત એમ જ (=જોવાની ક્રિયામાં) સમાપ્ત થયું.

६ जे मह दिण्णा दिअहडा दइएं पवसंतेण ।
८. ताण गणंतिएँ अंगुलिउ जज्जरिआउ नहेण ॥

પ્રવાસે જતા પ્રિયતમે મને (અવધિના) જે દિવસો દીધેલા, તે ગણતાં (ગણતાં, મારી) આંગળીઓ નખે કરીને જર્જરિત થઈ ગઈ.

७ सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइँ ।
१० सामि सुभिच्चु वि परिहरइ सम्माणेइ खलाइँ ॥

સાગર તૃણને (સપાટી) ઉપર ધારણ કરે છે (=રાખે છે) (જ્યારે) રત્નોને તળિયે નાખે છે; સ્વામી પણ સારા સેવકનો ત્યાગ કરે છે, (પણ) ખલોનું સન્માન કરે છે.

८/११ तेले घल्लइ । 'તળિયે નાખે છે.'

८ गुणहिँ न संपय, कित्ति पर फल लिहिआ भुंजंति ।
१२. केसरि न लहइ बोड्डिअ वि गय लक्खेहिँ घेप्पंति ॥

ગુણો વડે સંપત્તિ નહીં, માત્ર કીર્તિ (પ્રાપ્ત થાય છે.) (સંપત્તિ વગેરે જેવાં) ફળ (તો લોકો ભાગ્યમાં) લખ્યાં (હોય તે) ભોગવે. (જેમ કે) કેસરીને 'બોડી' યે મળતી નથી (=કેસરીની 'બોડી' યે નથી ઊપજતી), (જ્યારે) હાથીઓ લાખોએ લેવાય છે.

९ वच्छहे गृण्हइ फलइँ जणु कडु पल्लव वज्जेइ ।
१३. तो वि महद्दुमु सुअणु जिवँ ते उच्छंगि धरेइ ॥

માણસ વૃક્ષ પાસેથી ફળો સ્વીકારે છે, (જ્યારે) કડવાં પાન તજી દે છે. તો પણ મહાન વૃક્ષ, સજ્જનની જેમ, તેમને (=માણસોને) ઉત્સંગમાં ધારણ કરે છે.

९/१४. वच्छहु गृण्हइ ।

વૃક્ષ પાસેથી સ્વીકારે છે.

१० दूरुड्डाणें पडिउ खलु अप्पणु जणु मारेइ ।
१५. जिह गिरि-सिंगहुँ पडिअ सिल अण्णु वि चूरु करेइ ॥

દૂર સુધી ઉડાણ કરીને (=એકાએક ખૂબ ઊંચો ચડીને) પડેલો દુર્જન પોતાને (તેમ જ બીજા) માણસને (પણ) મારે છે—જેમ ગિરિશૃંગો પરથી પડેલી શિલા અન્યને (અન્યનો) પણ ચૂરો કરે છે.

१० जो गुण गोवइ अप्पणा पयडा करइ परस्सु ।
१६. तसु हउँ कलि-जुगि दुल्लहहो बलि किज्जउँ सुअणस्सु ॥

જે પોતાના ગુણ છુપાવે છે, (પણ) પારકાના પ્રગટ કરે છે તેવા, કલિયુગમાં દુર્લભ સજ્જન પર હું બલિદાન તરીકે અપાઉં છું (=મારી જાતનું બલિદાન કરી દઉં છું).

१२ तणहँ तइज्जी भंगि न-वि ते अवड-यडि वसंति ।
१७. अह जणु लग्गिवि उत्तरइ अह सह सइँ मज्जंति ॥

તૃણની ત્રીજી ગતિ (भंगि) જ નથી, (કેમ કે) તે ધરાને કાંઠે રહે છે—કાં તો માણસ (તેને) વળગીને (સામે) પાર જાય છે, કાં તો (તે) પણ (માણસની) સાથે ડૂબે છે.

१३ दइवु घडावइ वणि तरुहुँ सउणिहुँ पक्क-फलाइँ ।
१८. सो वरि सुक्खु, पइट्ठ न-वि कण्णहिं खल-वयणाइँ ॥

વનમાં દૈવ પક્ષીઓ માટે વૃક્ષ ઉપર પાકાં ફળ નિર્મિત કરે (જ) છે. ઉત્તમ તો એ (વનવાસનું) સુખ, નહીં કે કાનમાં પેઠેલાં દુર્જનોનાં વેણ.

१४ धवलु विसूरइ सामिअहो गरुआ भरु पेक्खेवि ।
१९. 'हउँ किं न जुत्तउ दुहुँ दिसिहिँ खंडइँ दोण्णि करेवि' ॥

માલિકનો ભારે બોજો જોઈને ધવલ (=જાતવાન વૃષભ) ખેદ કરે છે: (જાતના) બે ટુકડા કરીને હું (જ) બંને દિશામાં કાં ન જૂત્યો ?'

१५ गिरिहे सिलायलु तरुहे फलु घेप्पइ नीसावँण्णु ।
२०. घरु मेल्लेप्पिणु माणुसहँ तो वि न रुच्चइ रण्णु ॥

(સૂવા માટે) પર્વત પાસેથી શિલાતલ, (અને ભોજન માટે) તરુ પાસેથી ફળ (કશા) ભેદભાવ વગર (અરણ્યમાં) લઈ શકાય છે. તેમ છતાં યે મનુષ્યોને ઘર છોડીને અરણ્ય( માં વસવું ) રુચતું નથી !

१५ तरुहुँ वि वक्कलु फलु मुणि वि परिहणु असणु लहंति ।
२१. सामिहुँ एत्तिउ अग्गलउं आयरु भिच्च गृहंति ॥

તરુઓ પાસેથી પણ મુનિઓને પરિધાન (તરીકે) વલ્કલ (ને) ભોજન (તરીકે) ફળ પણ મળે છે. (પણ) સ્વામીઓ પાસેથી સેવકો આદર ગ્રહણ કરે છે એટલું વધારે (=સેવકોને આદર પણ મળે છે એટલો વિશેષ).

१५
२२. अह विरल-पहाउ जि कलिहि धम्मु ॥

હવે (અથવા, જો) કલિયુગમાં ધર્મ વિરલ પ્રભાવ વાળો જ છે તો—

१७ अग्गिएँ उण्हउँ होइ जगु वाएं सीअलु तेवँ ।
२३. जो पुणु अग्गिं सीअला तसु उण्हत्तणु केवँ ॥

જગત (આખું) અગ્નિએ કરીને ઉષ્ણ થાય છે, તેમ જ પવને કરીને શીતળ. પણ જે અગ્નિએ કરીને શીતળ (થતો હોય) તેનું ઉષ્ણત્વ કઈ રીતે (સાધવું) ?

૧૭ विप्पिअयारउ जइ वि पिउ तो वि तँ आणहि अज्जु ।
२४. अग्गिण दड्ढा जइ वि घरु तो तें अग्गिं कज्जु ॥

પિયુ જો અપરાધી (હોય), તોપણ તેને આજે લઈ આવ. અગ્નિએ ઘર બાળ્યું હોય, તોયે તે અગ્નિ સાથે (જ) કામ પાડવાનું છે (= અગ્નિ વિના ચાલતું નથી).

૧૮ जिवँ जिवँ वंकिम लोअणहँ निरु सावँलि सिक्खेइ ।
२५. तिवँ तिवँ वम्महु निअय-सर खर-पत्थरि तिक्खेइ ॥

જેમ જેમ (તે) શ્યામા લોચનની અતિશય વક્રતા (= કટાક્ષપાત) શીખે છે, તેમ તેમ (જાણે કે) મન્મથ પોતાનાં શર (સરાણના) કઠોર પથ્થર પર (ઘસીને) તીક્ષ્ણ બનાવતો જાય છે.

૧૯ संगर-सएहिँ जु वण्णिअइ देक्खु अम्हारा कंतु ।
२६. अइ-मत्तहँ चत्तंकुसहँ गय कुंभइँ दारंतु ॥

સેંકડો સંગ્રામો દ્વારા જે વર્ણવાય છે, (તે) અમારા કંથને, અંકુશને નહીં ગણકારતા એવા અતિ મત્ત ગજોનાં કુંભ(સ્થળો) વિદારતો જો.

૨૦ तरुणहो तरुणिहो मुणिउ मइँ 'करहु म अप्पहो घाउ' ॥
२७.

ઓ તરુણો, ઓ તરુણીઓ, મારું (એવું) સમજવું છે (કે) તમે પોતાનો ઘાત ન કરો (=આપઘાત ન કરો).

૨૧ भाईरहि जिवँ भारइ मग्गहिँ तिहिँ वि पयट्टइ ॥
२८.

ભાગીરથીની જેમ ભારતી (=વાણી) ત્રણેય માર્ગે પ્રવર્તે છે.

૨૨ अंगुलिउ जज्जरिआओ नहेण ॥ [સર૦ ઉદા૦૯].
२९.

આંગળીઓ નખે કરીને જર્જરિત થઈ ગઈ.

सव्वंगाओ विलासिणीउ पेच्छंताण ॥
णो.

સર્વાંગસુંદર વિલાસિનીઓને જોતાં.

२३ निअ-मुह-करहिँ वि मुद्ध किर अंधारइ पडिपेक्खइ ।
३१. ससि-मंडल-चंदिमएँ पुणु काइँ न दूरे देक्खइ ॥

કહે છે કે (એ) મુગ્ધા પોતાના મુખ(ની કાન્તિ)ના કિરણો વડે અંધારામાં પણ ભાળી શકે છે. તો પછી ચંદ્ર-બિંબની ચંદ્રિકામાં કાં દૂર સુધી નથી જોતી (=જોઈ શકતી)?

२३ जहिँ मरगय-कंतिएँ संवलिअं ॥
३२.

જ્યાં મરકત(મણિ)ની કાન્તિથી વીંટળાયેલું.

२४ तुच्छ-मज्झहे तुच्छ-जंपिरहे ।
३३. तुच्छच्छ-रोमावलिहे तुच्छ-राय, तुच्छयर-हासहे ।
पिअ-वयणु अलहंतिअहे तुच्छ-काय-वम्मह-निवासहे ॥
अण्णु जु तुच्छउँ तहे धणहे तं अक्खणहँ न जाइ ।
कटरि थणंतरु मुद्धडहे जें मणु विच्चि न माइ ॥

(હે) તુચ્છ પ્રેમવાળા, જેની કટિ સૂક્ષ્મ છે, જે સૂક્ષ્મ બોલનારી છે, જેની રોમાવલિ સૂક્ષ્મ ને સુંદર છે, પ્રિય વચનથી વંચિત બનવાથી જેનું હાસ્ય સૂક્ષ્મતર છે, તેમ જેની મન્મથના નિવાસરૂપ કાયા પણ સૂક્ષ્મ છે, એવી તે પ્રેયસીનું બીજું (એક વાનું એવું) સૂક્ષ્મ છે (કે) તે કહ્યું જાય તેમ નથી: (એ) મુગ્ધાના સ્તન વચ્ચેનું અંતર! આશ્ચર્ય! (એ તો એટલું સૂક્ષ્મ છે) કે વચ્ચે મન (જેવો સૂક્ષ્મતમ પદાર્થ પણ) માય નહીં!

२४ फोडेंति जे हियडउँ अप्पणउँ ताहँ पराई कवण घण ।
३४. रक्खेज्जहु लोअहो अप्पणा वालहे जाया विसम थण ॥

જે પોતાનું (જ) હૈયું ફોડે છે, તેને પારકાની દયા કેવી.? (હે) લોકો, (તમે) (આ) બાળાથી જાતને બચાવજો, (કેમ કે) (તેના) સ્તન વિષમ બન્યા છે.

२५ भल्ला हुआ जु मारिआ वहिणि महारा कंतु ।
૩૫. लज्जेज्ज तु वयंसिअहु जइ भग्गा घरु एंतु ॥

(હે) બહેન, સારું થયું કે મારો કંથ મરાયો. (કેમ કે) જો ભાગીને (તે) ઘરે આવત, (તો) હું તો (મારી) સખીઓથી (કે, સખીઓ વચ્ચે) લાજું (=લાજી મરત).

२६ वायसु उड्डावंतिअऍ पिउ दिट्ठउ सहस-त्ति ।
૩૬. अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तड-त्ति ॥

કાગને ઉડાડતી (પ્રેયસી)એ સહસા પિયુને (આવતો) જોયો. (તેથી) અરધાં વલય ભોંય પર ગયાં (=પડયાં), અરધાં તડ દઈને ફૂટયાં (=તુટયાં).

२७ कमलइँ मेल्लवि अलि-उलइँ करि-गंडाइँ महंति ।
૩૭. असुलहमेच्छण जाहँ भलि ते न-वि दूरु गणंति ॥

ભ્રમર-સમૂહો કમળોને છોડી દઈને હાથીઓનાં ગંડસ્થળોની અભિલાષા રાખે છે. દુર્લભને (જ) ઇચ્છવું એ જેમનો આગ્રહ રહે છે તે દૂર (=અંતર)ને નથી ગણતા.

२८ भग्गउँ देक्खिवि निअय-वलु वलु पसरिअउँ परस्सु ।
૩૮. उम्मिल्लइ ससि-रेह जिवँ करि करवालु पिअस्सु ॥

પોતાના સૈન્યમાં ભંગાણ પડેલું (અને) શત્રુનું સૈન્ય પ્રસરેલું (=આગળ વધેલું) જોઈને (મારા) પિયુના કરમાં તરવાર શશિલેખાની જેમ ઉલ્લસે છે.

૨૯ जहाँ होंतउ आगदो ॥
૩૯.

જ્યાંથી (તે) આવ્યો.

तहाँ होंतउ आगदो ॥

ત્યાંથી (તે) આવ્યો.

कहाँ होंतउ आगदो ॥

ક્યાંથી (તે) આવ્યો ?

૩૦ जइ तहो तुट्टउ नेहडा मइँ सहुँ न-वि तिल-तार ।
૪૦. तं किहे वंकेहि लोअणेहिँ जोइज्जउँ सय-वार ॥

જો તેનો (મારા પ્રત્યેનો) સ્નેહ (ખરેખર) નષ્ટ થયો હોય (ને જો) મારી સાથે તલતાર (?) પણ ન હોય, તો (પછી) શા માટે સેંકડો વાર (તેની) કતરાતી આંખો વડે (હું) જોવાઉં છું ? (= આંખે તે મારા તરફ જુએ છે ?).

૩૧ जहिँ कप्पिज्जइ सरिण सरु छिज्जइ खग्गिण खग्गु ।
૪૧. तहिँ तेहइ भड-घड निवहि कंतु पयासइ मग्गु ॥

જ્યાં શરથી શર કપાય છે, ખડ્ગ વડે ખડ્ગ છેદાય છે, ત્યાં તેવા (પરાક્રમી) સુભટોનાં જૂથોનાં જૂથોમાં (થઈને મારો) કંથ માર્ગ પ્રકટ કરે છે (= માર્ગ કાઢે છે).

૩૧ एक्कहिँ अक्खिहिँ सावणु अण्णहिँ भद्दवउ ।
૪૨ माहउ महिअल-सत्थरि गंड-त्थले सरउ ॥
अंगिहिँ गिम्हु सुहच्छी-तिलवणि मग्गसिरु ।
तहे मुद्धहे मुह-पंकइ आवासिउ सिसिरु ॥

તે મુગ્ધાની એક આંખમાં શ્રાવણે (ને) બીજીમાં ભાદરવાએ, ભોંયપથારીમાં માઘે, કપોલપ્રદેશ પર શરદે, અંગોમાં ગ્રીષ્મે,

સુખશાતારૂપી તલના વનમાં માગશરે (અને) મુખપંકજ પર શિશિરે (હમણાં) આવાસ કર્યો છે.

૩૧ हिअडा, फुट्टि तड-त्ति करि   काल-क्खेवें काइँ ।
૪૩. देक्खउँ हय-विहि कहिँ ठवइ   पइँ विणु दुक्ख-सयाइँ ॥

(હે) હૃદય, (તું) તડ દઈને ફૂટ (= ફૂટી જા). વિલંબ (કરવા) થી શું લાભ? જોઉં તો ખરી કે બળ્યો વિધાતા તારી વિના સેંકડો દુઃખોને ક્યાં રાખે છે?

૩૧ कंतु महारउ, हलि, सहिएँ   निच्छइँ रूसइ जासु ।
૪૪ अत्थिहिँ सत्थहिँ हत्थिहिँ वि   ठाउ वि फेडइ तासु ॥

અલી ઓ સખી, મારો કંથ જેના પર નક્કી રૂઠ્યો જ હોય, તેનું ઠામઠેકાણુંયે અસ્ત્રો વડે, શસ્ત્રો વડે (અરે હાથો વડે પણ (એ) નષ્ટ કરે છે.

૩૨ जीविउ कासु न वल्लहउँ   धणु पुणु कासु न इट्ठु ।
૪૫. दोण्णि वि अवसरि निवडिअइ तिण-सम गणइ विसिट्ठु ॥

જીવતર કોને વહાલું નથી? ધન પણ કોને ઇષ્ટ નથી? (પણ) અવસર આવી પડચે, શિષ્ટ જન (એ) બંનેને તૃણ સમાન ગણે છે.

૩૩ जहे केरउ । तहे केरउ । कहे केरउ ॥
૪૬.

(૧) જે (સ્ત્રી.) કેરું. (૨) તે (સ્ત્રી.) કેરું. (૩) કઇ (સ્ત્રી.) કેરું ?

૩૪ प्रंगणि चिट्ठदि नाहु ध्रुं   त्रं रणि करदि न भ्रंत्रि ॥
૪૭.

[કારણ કે] (મારો) પતિ આંગણમાં ઊભો છે, એટલે સમજવું કે તે રણ(સ્થળી)માં ભ્રમણ નથી કરતો.

૩૪ तं बोल्लिअइ जु निव्वहइ ।
૪૮.

તે જ બોલીએ, જે પળે.

૩૫ इमु कुलु तुह तणउँ ॥ इमु कुलु देक्खु ॥
૪૯.

(૧) આ કુળ તુજ તણું (=તારું). (૨)આ કુળ જો.

૩૬ 'एह कुमारी, एहो नरु, एहु मणोरह-ठाणु' ।
૫૦. एहउँ, वढ चिंतंताहँ पच्छइ होइ विहाणु ॥

(હે) મૂર્ખ, 'પેલી કુમારી ને આ (હું) પુરુષ, આ (મારા) મનોરથનું સ્થાન (=ભાજન) છે'– એ (=એવું) ચિંતવતાં ચિંતવતાં તો પછી પ્રભાત થાય (=થઇ જશે).

૩૭ (१) एइ पेच्छ ।
૫૧.

આ (બધા)ને જો.

૩૮ जइ पुच्छह घर वड्डाइँ तो वड्डा घर ओइ ।
૫૨. विहलिअ-जण-अब्भुद्धरणु कंतु कुडीरइ जोइ ॥

જો મોટાં ઘર પૂછતાં હો, તો ઓ (ત્યાં) મોટાં ઘર : ભગ્નાશ જનોના ઉદ્ધારક (મારા) કંથને (ત્યાં) ઝુંપડીમાં જો.

૩૯ आयहँ लोअहो लोअणइँ जाइ-सरइँ न भंति ।
૫૩. अप्पिएँ दिट्ठइ मउलिअहिँ पिएँ दिट्ठइ विहसंति ॥

લોકોનાં આ લોચનોને પૂર્વજન્મનું સ્મરણ હોય છે (એમાં) શંકા નથી. (કેમ કે તે) અપ્રિય જનને જોતાં બિડાઇ જાય છે, (જ્યારે) પ્રિયને જોતાં વિકસે છે (=વિકસી ઊઠે છે).

३९ सोसउ म सोसउ च्चिअ, उअही वडवानलस्स किं तेण ।
५४. जं जलइ जले जलणो, आएण वि किं न पज्जत्तं ॥

સમુદ્ર શોષાઈ જાઓ કે ન જ શોષાઓ—તેમાં વડવાનલનુ શું જાય છે? શું જળમાં અગ્નિ બળે છે એનાથી (= એટલું) પણ પૂરતું નથી?

३९ आयहो दड्ढ-कलेवरहो        जं वाहिउ तं सारु ।
५५. जइ उट्ठब्भइ तो कुहइ        अह डज्झइ तो छारु ॥

આ બળ્યા કલેવરનો જે (કાંઈ) લાભ લેવાય, તે ઉત્તમ. (કેમ કે જીવ ઊડી ગયા પછી તો) જો (તેને) પડ્યું રહેવા દે તો કોહી જાય, ને જો (તેને) બાળી નાખે તો રાખ (થઈ જાય).

४० साहु वि [सव्वु वि] लोउ तडप्फडइ वड्डत्तणहो तणेण ।
५६. वड्डप्पणु पर पाविअइ                हत्थें मोक्कलडेण ॥

સહુયે લોક મોટાઈ (મેળવવા)ને માટે તડફડિયાં મારે છે —પણ મોટાઈ (તો) મોકળા હાથ દ્વારા જ મેળવાય (=મેળવી શકાય).

४१ जइ न सु आवइ, दूइ, घरु  काइँ अहो मुहु तुज्झु ।
५७. वयणु जु खंडइ तउ, सहिएँ  सो पिउ होइ न मज्झु ॥

દૂતી, જો તે ઘરે નથી આવતો, તો (તેમાં) તારું મુખ કાં નીચું છે? હે સખી, જે તારું વચન (કે, વદન) ખંડિત કરે, તે મારો પ્રિય (જ) ન હોય.

४१ 'सुपुरिस कंगुहे अणुहरहिँ भण, कज्जें कवणेण' ।
५८. 'जिवँ जिवँ वड्डत्तणु लहहिँ तिवँ तिवँ नवहिँ सिरेण' ।

(પ્રશ્ન:) 'કહે, સત્પુરુષો કયા કારણે (=કઈ રીતે) કાંગ(ના છોડ)ને મળતા આવે છે?'

(ઉત્તરઃ) '(તેઓ) જેમ જેમ મહત્ત્વ પ્રાપ્ત કરે છે, તેમ તેમ મસ્તકથી નમે છે.'

४१ जइ ससणेही, तो मुइअ अह जीवइ, निण्णेह ।
५९. बिहिँ वि पयारेहिँ धण गइअ किं गज्जहि, खल मेह ॥

જો (મારા પ્રત્યે) સસ્નેહ (રહી હશે), તો (અત્યારે તે) મરી ગઈ (હશે); અને જો (તે) જીવતી હોય, (તો મારા પ્રત્યે) નિઃસ્નેહ (હશે); (આમ) બંને પ્રકારે પ્રિયા ગઈ (જ છે; તો) હે દુષ્ટ મેઘ, (હવે વ્યર્થ) શા માટે ગર્જે છે ?

४२ भमर, म रुणझुणि रण्णडइ सा दिसि जोइ म रोइ ।
६०. सा मालइ देसंतरिअ जसु तुहुँ मरहि विओइ ॥

હે ભ્રમર, અરણ્યમાં ગુણગુણ કર મા; (ને) તે દિશા તરફ જોઈને રડ મા. જેના વિયોગમાં તું મરી રહ્યો છે, એ માલતી (તો) દેશાન્તરમાં (ચાલી ગઈ) છે.

४३ तुम्हे (के) तुम्हइँ जाणह ॥
६१.

તમે જાણો છો.

तुम्हे (के) तुम्हइँ पेच्छइ ॥

તમને જુએ છે.

४४ पइँ मुक्काहँ वि वर-तरु फिट्टइ पत्तत्तणं न पत्ताणं ।
६२. तुह पुणु छाया जइ होज्ज कह-वि ता तेहिँ पत्तेहिं ॥

હે તરુવર, તારાથી ત્યજાયેલાં (હોય) તોયે પાંદડાંનું પાંદડાપણું (કાંઈ) નાશ પામતું નથી, પણ જો તારી છાયા હોય તો (તે) ગમે તેમ પણ એ પાંદડાંને લીધે (જ).

४४ महु हिअउँ तइँ, ताएँ तुहुँ सवि अण्णें विणडिज्जइ ।
६३. पिअ, काइँ करउँ हउँ, काइँ तुहुँ मच्छें मच्छु गिलिज्जइ ॥

મારું હૃદય તારા વડે, તું પેલી વડે, અને તેય બીજા વડે વ્યાકુળ કરાય છે. (આમ જ્યાં) માછલું માછલા વડે ગળાય છે, (ત્યાં), હે પ્રિય, શું હું કરું, (કે) શું તું ?

४४ पइँ मइँ बेहिँ वि रण-गयहिँ को जय-सिरि तक्केइ ।
६४. केसहिँ लेप्पिणु जम-घरिणि भण, सुहु को थक्केइ ॥

તું અને હું બંનેય રણમાં ઊતર્યા એટલે પછી વિજય-શ્રીને (બીજો) કોણ તાકે (=તાકી શકે) ? કહે, યમગૃહિણીને કેશે ઝાલીને (પછી) કોણ સુખે રહી શકે ?

४४ पइँ मेल्लंतिहे महु मरणु मइँ मेल्लंतहो तुज्झु ।
६५. सारस, जसु जो वेग्गला सो वि कृदंतहो सज्झु ॥

તને છોડી જતાં મારું મરણ (થાય), (તેમ) મને છોડી જતાં તારું. હે સારસ, જે જેનાથી દૂર રહે, તે કૃતાંતને સાધ્ય થાય (=કૃતાંતનો ભોગ બને).

४५ तुम्हेहिँ अम्हेहिँ जं किअउँ दिट्ठउँ बहुअ-जणेण ।
६६. तं तेवड्डुउँ समर-भरु निज्जिउ एक्क-खणेण ॥

તમે (અને) અમે જે કર્યું, (તે) ઘણા જણે જોયું. તે વેળા તેવડો ભરસંગ્રામ (આપણે) એક ક્ષણમાં જીતી લીધો.

४६ तउ होंतउ आगदो । तुज्झ होंतउ आगदो । तुध्र होंतउ आगदो ।
६७.

તારી પાસેથી આવ્યો.

४६ तउ गुण-संपइ, तुज्झ मदि तुध्र अणुत्तर खंति
६८. जइ उप्पत्तिं अण्ण जण महि-मंडलि सिक्खंति

જો મહીમંડળમાં ઉત્પન્ન થઈને (?) અન્ય જનો તારી ગુણસંપત્તિ, તારી બુદ્ધિ (ને) તારી અસાધારણ ક્ષમા શીખે (તો–).

४७/६९. तुम्हहँ होंतउ आगदो ॥

તમારી પાસેથી આવ્યો.

४७/७०. तुम्हहं केरउँ धणु ॥

તમ કેરું (=તમારું) ધન (કે, ધનુષ્ય).

४८/७१. तुम्हासु ठिअं ॥

તમારામાં રહેલું.

५०/७२. 'अम्हे थोवा रिउ बहुअ' कायर एवँ भणंति ।
मुद्धि निहालहि गयण-यलु कइ जण जोण्ह करंति ॥

'અમે થોડા (છીએ, જ્યારે) શત્રુ (તો) બહુ (છે)' એમ કાયરો કહે છે. મુગ્ધા, ગગનતલ નિહાળ—કેટલા જણ જ્યોત્સ્ના (ઉત્પન્ન) કરે છે?

५०/७३. अंबणु लाइवि जे गया पहिअ पराया के-वि ।
अवस न सुअहिँ सुहच्छिअहिँ जिवँ अम्हइँ तिवँ ते-वि ॥

જે કેટલાક પરાયા પથિકો સ્નેહનો ખટસવાદ લગાડીને ગયા છે, (તે) અવશ્ય નિરાંતે સૂતા નહીં હોય. જેવા અમે (=જેવી અમારી દશા), તેવા તે પણ (=તેવી તેમની પણ દશા).

५०/७४. अम्हे देक्खइ । अम्महँ देक्खइ ॥

અમને જુએ છે.

૫૧ मइँ जाणिउँ, प्रिअ-विरहिअहँ  क-वि धर होइ विआलि ।
૭૫. नवर मिअंकु वि तिह तवइ  जिह दिणयरु खय-गालि ॥

મેં જાણ્યું કે પ્રિયથી વિરહિત થયેલાને સાંજે (= સાંજ પડ્યે) તો કાંઈક ધારણ (વળતી) હશે. પણ ઊલટું (ત્યારે તો) ચંદ્ર એવો તપે છે, જેવો પ્રલયકાળે સૂર્ય !

૫૩ महु होंतउ गदो । मज्झु होंतउ गदो ॥
૭૬.

મારી પાસેથી ગયો.

૫૩ महु कंतहो बे दोसडा,  हेल्लि, म झंखहि आलु ।
૭૭. देंतहो हउँ पर उव्वरिअ जुज्झंतहो करवालु ॥

(મારા કંથની પ્રશંસા કરીને) હે સખી, (તું) અર્થ વગરનું બોલ મા. (કેમ કે) મારા કંથમાં (તો) બે દોષ છે. (કારણ) દાન દેતાં કેવળ હું (હજી) બાકી રહી ગઈ (છું), (ને) યુદ્ધ કરતાં (હજી એક) તરવાર (બાકી રહી ગઈ છે).

૫૩ जइ भग्गा पारक्कडा  तो सहि, मज्झु प्रिएण ।
૭૮. अह भग्गा अम्हहँ तणा  तो तें मारिअडेण ॥

હે સખી, ભંગાણ જો શત્રુના (સુભટો)માં પડ્યું (હોય), તો (તે) મારા પિયુને લીધે (જ); પણ ભંગાણ જો આપણા (સુભટો)માં પડ્યું (હોય), તો તે (= મારો પિયુ) મરાયાને લીધે (જ).

૫૪ अम्हहँ होंतउ आगदो ॥
૭૯.

અમારી પાસેથી આવ્યો.

૫૫ अम्हासु ठिअं ॥
૮૦.

અમારામાં રહેલું.

५६ मुह-कवरिबंध तहे सोह धरहिँ नं मल्ल-जुज्झु ससि-राहु करहिँ ।
८१. तहे सहहिँ कुरल भमर-उल तुलिअ नं तिमिर-डिंभ खेल्लंति मिलिअ॥

તેનું મુખ અને વેણીબંધ (એવી) શોભા ધારણ કરે છે, જાણે ચંદ્ર ને રાહુ મલ્લયુદ્ધ કરી રહ્યા છે! ભ્રમર-સમૂહ સાથે તુલના કરાય તેવી તેની વાંકડી લટો (એવી) શોભે છે, જાણે તિમિરનાં બચ્ચાં મળીને ખેલી રહ્યાં છે!

५७ बप्पीहा, 'पिउ पिउ' भणवि कित्तिउ रुअहि हयास ।
८२. तुह जलि, महु पुणु वल्लहइ बिहुँ वि न पूरिअ आस ॥

(હે) બપૈયા, 'પીઉ', પીઉ' ('પિયુ, પિયુ') (એમ) બોલીને (તું) કેટલું રુએ છે! હતાશ, તારી જળની બાબતમાં, તેમ મારી વાલમની બાબતમાં (એમ) બંનેયની આશા પૂરી ન થઈ.

५७ बप्पीहा, काइँ बोल्लिऍण निग्घिण वार-इ-वार ।
८३. सायरि भरिअइ विमल-जलि लहहि न एक्क-इ धार ॥

બપૈયા, નિર્લજ્જ, વારે વારે બોલવાથી શો લાભ? સાગર નિર્મળ જળે ભર્યો હોવા છતાં તને એકે ધાર મળવાની નથી.

५७ आयँहिँ जम्महिँ, अण्णहिँ वि , गोरि सु दिज्जहि कंतु ।
८४. गय-मत्तहँ चत्तंकुसहँ जो अब्भिडइ हसंतु ॥

હે ગૌરી, આ જન્મે તેમ જ અન્ય જન્મમાં (મને) એ વર દેજે, જે અંકુશને ન ગણકારતા એવા મત્ત ગજો સાથે હસતાં (=હસતો) ભીડે.

५८ बलि-अब्भत्थणि महुमहणु लहुईहूआ सो-इ ।
८५. जइ इच्छहु वड्डत्तणउँ देहु, म मग्गहु को-इ ॥

એવા (મહાન) વિષ્ણુને પણ બલિની (પાસે) અભ્યર્થના કરવામાં લઘુક થવું પડ્યું. (એટલે) જો મહત્ત્વ ઇચ્છતા હો, (તો) (દાન) આપો, કોઈની પાસે માગો મા.

૫૯ विहि विणडउ, पीडंतु गह मं धणि करहि विसाउ ।
८६. संपइ कड्ढउ वेस जिवँ छुडु अग्घइ ववसाउ ॥

વિધાતા ભલે વ્યાકુળ કરે. ગ્રહો ભલે પીડે. હે પ્રિયે, વિષાદ કર મા. જો (માત્ર કોઈ) અનુકૂળ વ્યવસાય હોય, (તો) સંપત્તિને (તો) વેશ્યાની જેમ ખેંચી લાવું.

૬૦ खग्ग-विसाहिउ जहिँ लहहुँ पिअ, तहिँ देसहिँ जाहुँ ।
८७. रण-दुब्भिक्खें भग्गाइँ विणु जुज्झें न वलाहुँ ॥

(હે) પ્રિય, ખડ્ગથી સાધેલું (=ખડ્ગ વાપરીને પ્રાપ્ત થતી વસ્તુ) જ્યાં આપણને મળે, તે દેશમાં જઈએ. રણસંગ્રામના દુકાળથી આપણે (તો) ભાંગી પડ્યા, યુદ્ધ વિના આપણે નહીં વળીએ.

૬૧ कुंजर सुमरि म सल्लइउ सरला सास म मेल्लि ।
८८. कवल जि पाविय विहि-वसिण ते चरि माणु म मेल्लि ॥

(હે) કુંજર, સલ્લકીઓને સંભાર મા. લાંબા નિઃશ્વાસ મૂક મા. વિધિવશ જે કોળિયા મળ્યા, તે ચર. માન મૂક મા.

૬૨ भमरा, एत्थु वि लिंबडइ के-वि दिअहडा विलंबु ।
८९. घण-पत्तलु छाया-बहुलु फुल्लइ जाम कयंबु ।

(હે) ભ્રમર, ઘણાં પત્રવાળો (=ઘટાદાર), ગાઢી છાયાવાળો કદંબ ખીલે, ત્યાંસુધી કેટલાક દિવસ તો અહીં લીમડા પર થોભી જા

૬૮ प्रिय एवँहिँ करे सेल्लु करि छड्डहि तुहुँ करवालु ।
९०. जं कावालिय बप्पुडा लेहिँ अभग्गु कवालु ॥

(હે) પ્રિય, હવે તું તલવાર છોડ, (ને) હાથમાં ભાલો કર (=લે), જેથી બાપડા કાપાલિકો (=કાપાલિકોને) આખી ખોપરી (તો) લે (=મળે).

૬૨ दिअहा जंति झडप्पडहिँ पडहिँ मणोरह पच्छि ।
૯૧. जं अच्छइ तं माणिअइ 'होसइ' करँतु म अच्छि ॥

દિવસો ઝટપટ વહી જાય છે, (ને) મનોરથ પાછા પડતા જાય છે. (તો) જે છે તે માણીએ; (=માણ; ને) 'થશે, (થશે)' કરતો બેસી રહે મા.

૬૩ संता भोग जु परिहरइ तसु कंतहो वलिकीसु ।
૯૨. तसु दइवेण वि (?) मुंडियउँ जसु खल्लिहडउँ सीसु ॥

છતા ભોગોને જે ત્યજે છે, તે (મારા) કાન્ત પર (હું) બલિદાન તરીકે અપાઈ જાઉં (=તેના પર વારી જાઉં, તેની બલિહારી). બાકી તો જેનું શીશ ટાલિયું છે, તેનું (તો) દૈવે પણ (? દૈવે જ) મુંડેલું છે.

૬૪·૧ अइ-तुंगत्तणु जं थणहँ सो छेअउ न-हु लाहु ।
૯૩. सहि जइ केवँ-इ तुडि-वसेण अहरि पहुच्चइ नाहु ॥

સ્તનનું જે અતિ તુંગત્વ (છે), તે મારા હાનિ (રૂપ છે), નહીં કે લાભ (રૂપ), (કેમ કે), સખી, (તેથી કરીને) નાથ જો હોઠ સુધી પહોંચે તો (તે) કેમેય કરીને, વિલંબે (જ) (પહોંચે).

૬૪·૨ व्रुवह सुहासिउ किं-पि ॥
૯૪.

કોઈક સુભાષિત બોલો.

૬૪·૨ इत्तउँ व्रोप्पिणु सउणि ठिउ पुणु दूसासणु व्रोप्पि ।
૯૫. 'तो हउँ जाणउ एहो हरि जइ महु अग्गइ व्रोप्पि ॥

એટલું બોલીને શકુનિ રહી ગયો. પછી દુઃશાસન આ ગણે બોલીને (રહી ગયો)–'મારી આગળ બોલીને જો એ ભો રહે), તો હું જાણું કે એ (ખરો) હરિ.'

૬૪·૩ / ૯૬. वुञ्जइ । वुञ्जेप्पि । वुञ्जेप्पिणु ॥

જાય છે. જઈને. જઈને.

૬૪·૪ / ૯૭. प्रस्सदि ।

જુએ છે.

૬૪·૫ / ૯૮. पढ गृण्हेप्पिणु व्रतु ॥

વ્રત લઈને ભણ.

૬૪·૬ / ૯૯. जिवँ तिवँ तिक्खा लेवि कर जइ ससि छोल्लिज्जंतु ।
तो जइ गोरिहे मुह-कमलि सरिसिम का-वि लहंतु ॥

ગમે તેમ કરીને તીક્ષ્ણ કિરણો લઈ (લઈને, પછી) જો શશીને છોલવામા આવ્યો હોત, તો (તે) જગતમાં ગોરીના મુખકમળ સાથે કિંચત્ સમાનતા પ્રાપ્ત કરત.

૬૪·૭ / ૧૦૦. चूडुल्लउ चुण्णीहोइसइ मुद्धि, कवोलि निहित्तिउ ।
सासानल-जाल-झलक्किअउ वाह्-सलिल-संसित्तउ ॥

મુગ્ધા, ગાલ નીચે (=ગાલે) રાખેલો (ને તેથી) નિઃશ્વાસાગ્નિની ઝાળથી તપી ગયેલો (અને) અશ્રુજળથી સીંચાયેલો (તારો) ચૂડલો ચૂરો બની જશે.

૬૪·૮ / ૧૦૧. अब्भडवंचिउ बे पयइँ पेम्मु निअत्तइ जावँ ।
सव्वासण-रिउ-संभवहो कर परिअत्ता तावँ ॥

(પ્રિયને) વળાવીને પ્રિયા જ્યાં બે પગલાં પાછી વળે છે, ત્યાં (તો) ચંદ્રનાં કિરણ પ્રસરી વળ્યાં.

૬૪૯,૧૦ / ૧૦૨. हिअइ खुडुक्कइ गोरडी गयणि घुडुक्कइ मेहु ।
वासारत्ति [illegible]सुअहँ विसमा संकडु एहु ॥

હૃદયમાં ગોરી (નો વિરહ) ખટકે છે, ગગનમાં મેઘ ગડગડે છે. વર્ષામાં (નીકળેલા) પ્રવાસીઓને આ સંકટ આકરું હોય છે.

६४·११ अम्मि पओहर वज्जमा निच्चु जे संमुह थंति ।
१०३. महु कंतहो समरंगणइ गय-घड भज्जिउ जंति ॥

માડી, (મારા) સ્તન વજ્રના છે, (કારણ કે તે) સદૈવ (મારા કાન્તની) સંમુખ રહે છે (=કાન્તનો સામનો કરે છે) —જ્યારે સમરાંગણમાં ગજઘટાઓ (પણ) મારા કાન્ત પાસેથી હારીને ભાગે છે.

६४·१२ पुत्तें जाएं कवणु गुणु अवगुणु कवणु मुएण ।
१०४. जा बप्पीकी भुम्हडी चंपिज्जइ अवरेण ॥

જ્યાંસુધી બાપીકી ભૂમિ બીજા કોઈથી દબાવાય (=દબાયેલી રહે), ત્યાંસુધી, પુત્રના જનમ્યાથી શો લાભ, (તેમ) તેના મર્યાથી શી હાનિ?

६४·१३ तं तेत्तिउ जलु सायरहो सो तेवड्डु वित्थारु ।
१०५. तिसहे निवारणु पलु वि न-वि पर धुध्धुअइ असारु ॥

સાગરનું એટલું એ જળ, ને એવડો એ વિસ્તાર! પણ પળ માટે યે તરશનું નિવારણ (તેનાથી થતું) નથી. કેવળ નકામો (તે) ધૂધકાર કરે છે!

६५ जं दिट्ठउँ सोम-ग्गहणु असइहिँ हसिउ निसंकु ।
१०६. 'पिअ- माणुस-विच्छोह-गरु गिलि गिलि राहु मियंकु' ॥

ચંદ્રનું ને ગ્રહણ (થતું) જોયું એટલે અસતીઓ નિઃશંક તે હસી ઊઠી (અને બોલી): 'રાહુ-પ્રિયજનનો વિયોગ કરાવનાર ચંદ્રને ગળી જા, ગળી જા!'

૬૫ अम्मिए सत्थवत्थेहिँ सुधें चिंतिज्जइ माणु ।
१०७. पिएँ दिट्ठे हल्लोहलेण को चेअइ अप्पाणु ॥

માડી, સ્વસ્થ દશાવાળા (હોય તે) માન(માં રહેવા)-નો સુખેથી વિચાર કરે (=કરી શકે). (પણ અહીં તો) પ્રિયને જોતાં સાથે વ્યાકુળતામાં જાતનું ભાન (જ) કોને રહે છે ?

૬૫ सबधु करेप्पिणु कधिदु मइँ 'तसु पर सभलउँ जम्मु ।
१०८. जासु न चाउ न चारहडि न-य पम्हुट्ठउ धम्मु ॥

મેં શપથ લઈને કહ્યું (કે) જેની દાન(વૃત્તિ), શૌર્યવૃત્તિ ને ધર્મ લુપ્ત નથી થયાં, તેનો જ માત્ર જન્મ સફળ છે.

૬૫ जइ केवँ-इ पावीसु पिउ अकिआ कुड्डु करीसु ।
१०९. पाणिउ नवइ सरावि जिवँ सव्वंगे पईसीसु ॥

જો કેમેય (કરીને) પ્રિયને પામીશ, (તો) (કોઈએ) ન કર્યું (હોય એવું) કૌતુક કરીશ : નવા શરાવમાં પાણીની જેમ (હું મારા) સર્વાંગથી (જ) (પ્રિયમાં) પ્રવેશ કરીશ !

૬૫ उअ कणिआरु पफुल्लिअउ कंचण-कंति-पयासु ।
११०. गोरी-वयण-विणिज्जिअउ नं सेवइ वण-वासु ॥

જો, કરેણ ખીલી (છે તે કેવી) સોનેરી કાંતિથી પ્રકાશે છે ! જાણે કે ગૌરીના વદનથી પરાજિત થઈને (એ) વનવાસ સેવી રહી છે !

૬૬ कवँलु । कमलु । भवँरु । भमरु ॥
१११.

કમળ. ભ્રમર.

૬૭ जइ भग्गा पारक्कडा तो सहि मज्झु प्रिएण (જુઓ ૭૮).
११२.

६८ व्रासु महा-रिसि एउ भणइ  ‘ जइ सुइ-सत्थु पमाणु ।
११३. मायहँ चलण नवंताहँ  दिवे दिवे गंगा-ण्हाणु ॥’

મહર્ષિ વ્યાસ આમ કહે છે : જો શ્રુતિશાસ્ત્ર પ્રમાણરૂપ હોય, (તો) માતાઓનાં ચરણને નમનારાઓને માટે રોજ રોજ ગંગાસ્નાન.

६८ वासेण वि भारह-खंभि बद्ध ।
११४.

વ્યાસે પણ ભારતરૂપી સ્તંભે બાંધ્યા....

६९ अनउ करंतहो, पुरिसहो आवइ आवइ ।
११५.

અવિવેક કરતા પુરુષ પર આપત્તિ આવે છે.

६९ विवइ । संपइ ।
११६.

વિપત્તિ. સંપત્તિ.

७० ‘केम समप्पउ दुट्ठु दिणु  किध रयणी छुडु होइ’ ।
११७. नववहु-दंसण-लालसउ  वहइ मणोरह सो-इ ॥

નવોઢાને જોવાની લાલસાવાળો તે ‘દુષ્ટ દિવસ કેમ પૂરો થાય ? રાત કેમ જલદી પડે ?’ (એવા) મનોરથ સેવે છે.

७० ओ गोरी-मुह-निज्जिअउ  वद्दलि लुक्कु मियंकु ।
११८. अन्नु-वि जो परिहविय-तणु  सो किवँ भवँइ निसंकु ॥

જો ! ગોરીના મુખ પાસે હારેલો ચંદ્ર વાદળમાં સંતાઈ ગયો ! અને જે શરીરથી પરાભવ પામ્યો હોય તે નિઃશંક ભમે (પણ) કેમ ?

७० ‘बिंबाहरि तणु रयण-वणु किह ठिउ सिरि-आणंद ।’
११९. ‘निरुवम-रसु पिएँ पिअवि जणु सेसहो दिण्णी मुद्द ॥’

'શ્રી આનંદ, બિંબાધર પર રહેલો નમણો દંતક્ષત કેવો છે?' 'અનુપમ (અધર-)રસ પીને પ્રિયે બાકીના પર જાણે કે મુદ્રા લગાવી (દીધી)!'

૭૦/૧૨૦. भण सहि निहुअउँ तेवँ मइँ जइ पिउ दिट्ठु स-दोसु ।
जेवँ न जाणइ मज्झु मणु पक्खावडिअं तासु ॥

સખી, જો (મારો) પ્રિયતમ અપરાધી (હોવાનું તેં) જોયું હોય, (તો) મને (તે વાત) એવી છાની રીતે કહે કે જેથી તેનું પક્ષપાતી (એવું) મારું મન (તે) જાણી ન જાય.

૭૧/૧૨૧. मइँ भणिअउ बलि-राय तुहुँ केहउ मग्गणु एहु ।
जेहु तेहु न-वि होइ वढ सइँ नारायणु एहु ॥

બલિરાજ, મેં તને કહ્યુંને કે આ કેવો માગણ છે! મૂર્ખ, જેવો તેવો નથી (એ). એ (તો) છે સ્વયં નારાયણ!

૭૨/૧૨૨. जइसो । तइसो । कइसो । अइसो ।

જેવો. તેવો. કેવો. આવો.

૭૩/૧૨૩. जइ सो घडदि प्रयावदी केत्थु वि लेप्पिणु सिक्खु ।
जेत्थु-वि तेत्थु-वि एत्थु जगि भण तो तहि सारिक्खु ॥

કહે, જો એ પ્રજાપતિ આ જગતમાં જ્યાંત્યાંથી-(અરે) ક્યાંયથી પણ શિક્ષણ મેળવીને (કોઈ રૂપ) ઘડે, તોયે તેથી તે (સ્ત્રી)નું સામ્ય (સિદ્ધ થાય ખરું)?

૭૩/૧૨૪. जत्तु ठिदो । तत्तु ठिदो ।

જ્યાં રહેલો. ત્યાં રહેલો.

૭૫/૧૨૫. जाम न निवडइ कुंभ-यडि सीह-चवेड-चडक्क ।
ताम समत्तहँ मयगलहँ पइ पइ वज्जइ ढक्क ।

જ્યાં સુધી કુંભતટ પર સિંહની થપ્પડનો ફટકો નથી પડતો, ત્યાં સુધી (જ) સમસ્ત હાથીઓને પગલે પગલે ઢોલ વાગે છે.

૭૫/૧૨૬. तिलहँ तिलत्तणु ताउँ पर जाउँ न नेह गलंति ।
नेहि पणट्ठइ ते ज्जि तिल तिल फिट्टवि खल होंति ॥

તલનું તલપણું ત્યાં સુધી જ હોય છે, જ્યાં સુધી (તેમના) સ્નેહ (=પ્રેમ, તેલ) ગળી જતા નથી. સ્નેહ નષ્ટ થતાં તેના તે જ તલ, તલ ફીટીને 'ખલ' (=ખોળ, શઠ) બને છે.

૭૫/૧૨૭. जामहिँ विसमी कज्ज-गइ जीवहँ मज्झे एइ ।
तामहिँ अच्छउ इयरु जणु सुअणु-वि अंतरु देइ ॥

જેવી પ્રાણીઓ વચ્ચે વિષમ દશા આવે છે (=આવી પડે છે) તેવો (જ), બીજું કોઈ માણસ તો સમજ્યા—સજ્જન પણ અંતર રાખે છે (=રાખતો થઈ જાય છે)!

૭૬/૧૨૮. जेवडु अंतरु रावण-रामहँ, तेवडु अंतरु पट्टण-गामहँ ॥

જેવડું રામ ને રાવણ વચ્ચે અંતર, એવડું (જ) નગર ને ગામ વચ્ચે અંતર.

૭૬/૧૨૯. जेत्तुलो । तेत्तुलो ।

જેટલો. તેટલો.

૭૭/૧૩૦. एवडु अंतरु । केवडु अंतरु ।

એવડું અંતર. કેવડું અંતર ?

૭૭ एत्तुलो । केत्तुलो ।
૧૩૧.

એટલો. કેટલો.

૭૮ ते मुग्गडा हराविआ जे परिविट्ठा ताहँ ।
૧૩૨. अवरोप्परु जोअंताहँ सामिउ गंजिउ जाहँ ॥

પરસ્પરને જોતાં (=જોતા રહ્યા, ને) છતાં જેમના સ્વામીનો પરાજય થયો, તેમને જે મગ પીરસ્યા હતા તે અફળ (જ) ગયા.

૮૧ गिम्भो । सिम्भो ।
૧૩૩.

ગ્રીષ્મ. શ્લેષ્મ.

૮૧ बम्भ ते विरला के-वि नर जे सव्वंग-छइल्ल ।
૧૩૪. जे वंका ते वंचयर जे उज्जुअ ते बइल्ल ॥

(હે) બ્રહ્મન, જેઓ સર્વ પ્રકારે વિદગ્ધ હોય તેવા પુરુષો કોઈક વિરલ (જ) હોય છે. (બાકી તો) જે વાંકા હોય તે ઠગારા હોય, (ને) જે સીધા હોય તે બળદ હોય !

૮૨.૨ अन्ने ते दीहर लोअण, अन्नु तँ भुअ-जुअलु ।
૧૩૫. अन्नु सु घण-थण-हारु, तँ अन्नु-जि मुह-कमलु ॥
अन्नु-जि केस-कलावु, सु अन्नु जि प्राउ विहि ।
जेण निअम्बिणि घडिअ, स गुण-लायण्ण-निहि ॥

અનેરાં છે એ દીર્ઘ લોચન; અનેરું છે એ ભુજયુગલ; અનેરો છે એ ઘન સ્તનોનો ભાર; અનેરું જ છે એ મુખકમળ; અનેરો જ છે એ કેશકલાપ; (ને) જેણે એ ગુણ ને લાવ[illegible] નિધિ રૂપ નિતંબિનીને ઘડી (તે) વિધાતા (પણ), [illegible] અનેરો જ છે !

૮૨.૨ प्राइव मुणिहँ-वि भ्रंतडी तें मणिअडा गणंति ।
१३६. अखइ निरामइ परम-पइ अज्जु-वि लउ न लहंति ॥

લાગે છે કે, મુનિઓને પણ ભ્રાંતિ (જ) હોય છે (=મુનિઓ પણ ભ્રાંતિમાં જ હોય છે). એટલે તો (તેઓ) મણકા ગણે છે, ને હજી પણ અક્ષય ને નિરામય (એવા) પરમપદમાં લય પામતા નથી.

૮૨.૨ अंसु-जलें प्राइम्व गोरिअहे सहि उव्वत्ता नयण-सर ।
१३७. तें संमुह संपेसिआ देंति तिरिच्छी घत्त पर ॥

સખી, લાગે છે કે ગોરીનાં નયન-શર અશ્રુજળથી ખરડાયાં છે. તેથી (તો સીધાં) સામે મોકલ્યાં (છતાં તે) માત્ર આડી ચોટ દે છે (=તેમની માત્ર આડી ચોટ લાગે છે).

૮૨.૨ 'एसी पिउ रूसेसु हउँ रुट्ठी मइँ अणुणेइ' ।
१३८. पग्गिम्व एइ मणोरहइँ दुक्करु दइउ करेइ ॥

'પ્રિયતમ આવશે. હું રિસાઈશ. મને રિસાયેલીને (એ) મનાવશે'—ઘણુંખરું આવા (આવા) મનોરથ દુષ્ટ દયિત (દયિતાઓના મનમાં) કરે (=જન્માવે) છે.

૮૨.૩ विरहाणल-जाल-करालियउ पहिउ को-वि बुड्डिवि ठिअउ ।
१३९. अनु सिसिर-कालि सीअल-जलहु धूमु कहंतिहु उट्ठिअउ ॥

વિરહાનળની જ્વાળાથી પીડાયેલો કોઈ પથિક (અહીં) ડૂબી (=ડૂબકી મારીને) રહ્યો (લાગે છે). નહીં તો શિશિરઋતુમાં (ને વળી) શીતળ જળમાંથી ધુમાડો ક્યાંથી ઊઠે ?

૮૨.૪ महु कंतहो गुट्ठ-ट्ठिअहो कउ झुंपडा वलंति ।
१४०. अह रिउ-रुहिरें उल्हवइ अह अप्पणें, न भंति ॥

મારો પ્રિયતમ ગોષ્ઠમાં હોય ને ઝૂંપડાં ક્યાંથી (–કેમ) બળે? કાં તો તે (તેમને) શત્રુના લોહીથી ઓલવી નાખે, કાં તો પોતાના (લોહીથી)—(એમાં કોઈ) શંકા જ નથી.

८२·६ प्रिय-संगमि कउ निद्दडी  पिअहों परोक्खहो केवँ ।
१४१. मइँ विन्नि-वि विन्नासिआ निद्द न एम्व न तेवँ ॥

પ્રિયના સંગમાં નિદ્રા ક્યાંથી (=કેવી)? પ્રિય આંખથી દૂર હોય ત્યારે (પણ) કેવી? મેં તો (તે) બંને (રીતે) ગુમાવી—નિદ્રા ન આમ (કે) ન તેમ!

८२·८ कंतु जु सीहहो उवमिअइ  तं महु खंडिउ माणु ।
१४२. सीहु निरक्खय गय हणइ  पिउ पय-रक्ख-समाणु ॥

(મારા) પ્રિયતમને જે સિંહની ઉપમા અપાય છે, તેથી મારું અભિમાન ખંડિત (થાય છે. કેમ કે) સિંહ રક્ષક વિનાના ગજોને હણે છે, (જ્યારે) પ્રિયતમ તો પદાતિ રક્ષકો સહિત (ગજોને હણે છે).

८२·९ चंचलु जीविउ ध्रुवु मरणु  पिअ रूसिज्जइ काइँ ।
१४३. होसइँ दिअहा रूसणा  दिव्वइँ वरिस-सयाइँ ॥

જીવિત ચંચળ છે (ને) મરણ નિશ્ચિત છે, (તો પછી) હે પ્રિયતમ શું કામ રૂસણું લે છે? રૂસણાના દિવસ સેંકડો દિવ્ય વરસ (જેટલા લાંબા) બની જશે!

८२·१० माणि पणट्ठइ जइ न तणु  तो देसडा चइज्ज ।
१४४. मा दुज्जण-कर-पल्लवेहिँ  दंसिज्जंतु भमिज्ज ॥

માનભંગ થતાં જો શરીર ન ત્યજે, તો દેશ (તો) ત્યજી (જ) દેજે. (પણ) દુર્જનોના કરપલ્લવથી ચીંધાતો મા ભમજે (=ભમીશ મા).

८२·१० लोणु विलिज्जइ पाणिऍण अरि खल मेह म गज्जु ।
१४५. वालिउ गलइ सु झुंपडा  गोरी तिम्मइ अज्जु ॥

લવણુ (લાવણ્ય) તો પાણીથી ઓગળી જાય, રે દુષ્ટ મેઘ, ગરજ મા (=ગર્જના ન કર). એ બળ્યું ઝૂંપડું ગળે છે (ને) ગોરી આજ ભીંજાય છે.

८२·११ विहवि पणट्ठइ वंकुडउ रिद्धिहिँ जण-सामन्नु ।
१४६. किं-पि मणाउं मह्नु पिअहो ससि अणुहरइ न अन्नु ॥

વૈભવ નષ્ટ થતાં વાંકો, (ને) સમૃદ્ધિમાં સૌ લોકોના જેવો —એમ (એક માત્ર) ચંદ્ર મારા પ્રિયતમને કાંઈક જરા મળતો આવે છે, બીજો કોઈ નહીં.

८२·१२ किर खाइ न पिअइ न विद्दवइ धम्मि न वेच्चइ रूअडउ ।
१४७. इह किवणु न जाणइ जह जमहो खणेण पहुच्चइ दूअडउ ॥

કહે છે કે કૃપણ નથી ખાતો, નથી પીતો, નથી રૂપિયો (રોકડો) ધર્માર્થે વાપરતો. આમાં (એટલું એ) નથી જાણતો કે ક્યાંક યમનો દૂત એક ક્ષણમાં જ પહોંચી વળે (=વળશે).

८२·१३ अहवइ न सु-वंसहँ एह खोडि ।
१४८.

અથવા તો, કુલીનો માટે એ ખોડ નથી.

८२·१३ जाइज्जइ तहिँ देसडइ लब्भइ पिअहो पवाँणु ।
१४९. जइ आवइ तो आणियइ अहवा तं जि निवाणु ॥

તે દેશમાં જવું જોઈએ (જ્યાં) પ્રિયના (હોવાનો) પુરાવો મળે. જો (તે) આવે, તો (પાછો) આણીશું. નહીં તો, એ જ (મારું) નિર્વાણ (=મારો અંત) !

८२·१५ जउ पवसंतें न सहुँ गय न मुअ विओएं तस्सु ।
१५०. लज्जिज्जइ संदेसडा दिंतिहिँ सुहय-जणस्सु ॥

ન તો પ્રવાસે ગયો (ત્યારે) તેની સાથે ગઈ, ન તો તેના વિયોગે : (આથી) પ્રિયજન માટે સંદેશા દેતાં (અમને) લાજ આવે છે.

૮૨.૧૬ एत्तहे मेह पिअंति जलु तेत्तहे वडवाणलु आवट्टइ ।
૧૫૧. पेक्खु गहीरिम सायरहो एक्क-वि कणिअ नाहिँ ओहट्टइ ॥

અહીં મેઘ જળ પીએ છે, અહીં વડવાનળ વિનાશ કરે છે. (ને છતાં) સાગરની ગભીરતા (તો) જો! એક કણી પણ ઓછી થતી નથી!

૮૨.૧૯ जाउ म जंतउ पल्लवह देक्खउँ कइ पय देइ ।
૧૫૨. हिअइ तिरिच्छी हउँ जि पर प्रिउ डंबरइँ करेइ ॥

ભલે જાય. જતાને વસ્ત્રાંચલ પકડી ન રોકો. જોઉં છું (એ) કેટલાં ડગલાં દે છે (તે)! હું જ (તેના) હૃદયમા આડી (રહેલી છું): પ્રિયતમ (માત્ર) આડંબર (=ખાલી ચાળા) કરે છે.

૮૨.૨૦ हरि नच्चाविउ पंगणइ विम्हइ पाडिउ लोउ ।
૧૫૩. एवँहिँ राह-पओहरहँ जं भावइ तं होउ ॥

હરિને પ્રાંગણમાં નચાવ્યા, (ને એમ) લોકોને વિસ્મય પમાડચો. હવે રાધાના પયોધરનું જે ધારે (=ધાર્યું હોય) તે થાઓ!

૮૨.૨૧ साव-सलोणी गोरडी नवखी क-वि विस-गंठि ।
૧૫૪. भडु पच्चल्लिउ सो मरइ जासु न लग्गइ कंठि ॥

સર્વાંગસુંદર ગોરી કોઈ અનોખી (=અનોખા પ્રકારની) વિષગ્રંથિ (=વછનાગ) છે. ઊલટું જેના કંઠે એ ન વળગે હ એ પ્રેમી મરે છે!

૮૨.૨૩,૨૪ मइँ वुत्तउँ तुहुँ धुर धरहि कसरेहिँ विगुत्ताइँ ।
૧૫૫. पइँ विणु धवल न चडइ भरु एवँइ वुन्नउ काइँ ॥

મેં કહ્યું ને, તું જ ધૂંસરી ઉપાડ – ગળિયા બળદોથી (અમે તો) વાજ આવી ગયા! હે ધવલ (=વૃષભોત્તમ) તારા વિન ભાર નહીં ચડે. (તું) અમસ્તો કાં ખિન્ન થઈ ગયો?

૮૨·૨૬ एक्कु कइअहँ-वि न आवहि अन्नु वहिल्लउ जाहि ।
१५६. मइँ मित्तडा प्रमाणिअउ पइँ जेहउ खलु नाहिँ ॥

એક તો ક્યારથી (= કેટલા સમયથી) આવતો નથી, બીજું જલદી ચાલ્યો જાય છે. હે મિત્ર, મને ખતરી થઈ છે (કે) તારા જેવો દુષ્ટ (બીજો કોઈ) નથી.

૮૨·૨૭ जिवँ सु-पुरिस तिवँ घंघलइँ जिवँ नइ तिवँ वलणाइँ ।
१५७. जिवँ डुंगर तिवँ कोट्टरइँ हिआ विसूरहि काइँ ॥

જેમ સત્પુરુષો (હોય છે), તેમ ઝઘડા (પણ હોય છે). જેમ નદીઓ હોય છે, તેમ વળાંકો (પણ હોય છે). જેમ ડુંગર (હોય છે), તેમ કોટર (પણ હોય છે. તો) હે હૃદય, કાં ખિન્ન થાય છે?

૮૨·૨૮ जे छड्डेविणु रयणनिहि अप्पउँ तडि घल्लंति ।
१५८. तहँ संखहँ विट्टालु पर फुक्किज्जंत भमंति ॥

જેઓ રત્નનિધિ (= ૧. સમુદ્ર, ૨. રત્નનો ભંડાર) છાંડીને પોતાની જાતને કાંઠા પર ફેંકે છે, તે શંખોનો કેવળ વટાળ જ થાય છે: તેઓ ફૂંકાતા ભમે છે.

૮૨·૨૯ दिवेहिँ विढत्तउँ खाहि वढ संचि म एक्कु-वि द्रम्मु ।
१५९. को-वि द्रवक्कउ सो पडइ जेण समप्पइ जम्मु ॥

મૂર્ખ, દિવસનું રળેલું ખાઈ નાખ. એક પણ દ્રમ્મ સંઘર મા. (કેમ કે અચાનક કોઈક) એવું સંકટ પડે છે, કે જેથી જીવન સમાપ્ત (જ) થઈ જાય છે!

૮૨·૩૧ एक्कमेक्कउँ जइ-वि जोएदि ।
१६०. हरि सुट्ठु सव्वायरेण तो वि द्रेहि जहिँ कहिँ-वि राही ।
को सक्कइ संवरेवि दड्ढ नयण नेहें पलुट्टा ॥

જોકે કૃષ્ણ એકેએક (વસ્તુ)ને સારી રીતે અને પૂરા આદરથી જુએ છે, તોપણ (તેની) દૃષ્ટિ (તો) જ્યાં ક્યાંય પણ રાધિકા (હોય, ત્યાં જ હોય છે). સ્નેહે વ્યાકુળ બનેલાં બળ્યાં નયનને કોણ ઢાંકી શકે?

૮૨·૩૨ विहवे कस्सु थिरत्तणउँ जोव्वणि कस्सु मरट्टु ।
૧૬૧, सो लेखडउ पठाविअइ जो लग्गइ निच्चट्टु ॥

વૈભવની કોને સ્થિરતા હોય છે? યૌવનનો કોને ગર્વ હોય છે? (એટલે) એવો પત્ર પાઠવવો, જે ગાઢ (=બરોબર ચોંટી જાય.

૮૨·૩૩ कहिँ ससहरु कहिँ मयरहरु कहिँ वरिहिणु कहिँ मेहु ।
૧૬૨· दूर-ठिआहँ-वि सज्जणहँ होइ असड्ढलु नेहु ॥

ક્યાં ચંદ્ર ને ક્યાં સાગર? ક્યાં મોર ને ક્યાં મેઘ? સજ્જનો દૂર રહેલા હોય તો પણ તેમના વચ્ચે અસાધારણ સ્નેહ હોય છે.

૮૨·૩૪ कुंजरु अन्नहँ तरुअरहँ कोड्डेण घल्लइ हत्थु ।
૧૬૩. मणु पुणु एक्कहिँ सल्लइहिँ जइ पुच्छह परमत्थु ॥

કુંજર બીજા તરુવરો (પર તો) કૌતુકથી સૂંઢ નાખે છે. પણ (તેનું) મન, જો ખરું પૂછો તો, એક સલ્લકીમાં જ છે.

૮૨·૩૫ खेड्डयं कयमम्हेहिं निच्छयं, किं पयंपह ।
૧૬૪. अणुरत्ताउ भत्ताउ अम्हे मा चय सामिय ॥

શું કહો છો? નિશ્ચે અમે તો (એ) રમત કરી હતી. સ્વામી, (તારી) ભક્ત ને અનુરક્ત એવી અમને ત્યજી ન દે.

૮૨·૩૬ सरिहिँ सरेहिँ न सरवरेहिँ न-वि उज्जाण-वणेहिँ ।
૧૬૫. देस रवण्णा होंति वढ निवसंतेहिँ सुअणेहिँ ।

મૂર્ખ, દેશો રમણીય હોય છે તે ત્યાં વસતા સજ્જનોને લીધે, નહીં કે નદીઓ ને તળાવોને, કે, સરોવરો ઉદ્યાનો ને ને વનોને લીધે !

૮૨·૩૭ हिअडा पइँ एँहु बोल्लिअउँ महु अग्गइ सय-वार ।
૧૬૬. 'फुट्टिसु पिएँ पवसंते हउँ' भंडय ढक्करि-सार ॥

હે હૃદય, નિર્લજ્જ ! અદ્‌ભુત દૃઢતાવાળા ! તેં મારી આગળ સો સો વાર એવું કહેલું કે પ્રિયતમ પ્રવાસે જતાં હું ફૂટી જઈશ !

૮૨·૩૯ एक्क कुडुल्ली पंचहिँ रुद्धी तहँ पंचहँ-वि जुअंजुअ बुद्धी ।
૧૬૭. बहिणुएँ तं घरु कहि किवँ नंदउ जेत्थु कुडुंबउँ अप्पण-छंदउँ ॥

એક મઢૂલી ને પાંચ જણે રોકી, (ને) એ પાંચેની (=ખરચે) (પાછી) જુદી જુદી બુદ્ધિ ! બહેન, કહે, જ્યાં કુટુંબ (આખું) પોતપોતાના છંદવાળું હોય, તે ઘર કેમ સુખી થાય ?

૮૨·૪૦ जो पुणु मणि-जि खसप्फसिहूअउ
૧૬૮. चिंतइ देइ न दम्मु न रूअउ ।
रइवस-भमिरु करग्गुल्लालिउ
घरहिँ-जि कोंतु गुणइ सो नालिउ ॥

રતિવિવશ (દશામાં) ભમ્યા કરતો જે કોઈ વ્યાકુળ બની, (આપવાનું) મનમાં જ વિચારે—પણ દ્રમ્મ કે રૂપિયો આપે (ખરચે) નહીં, તે મૂર્ખ ઘરમાં (રહીને જ) કરાગ્રથી ઉલાળી ભાલું (વાપરવાનો) અભ્યાસ કરે છે.

૮૨·૪૨ चलेहिँ चलंतेहिँ लोअणेहिँ जे तइँ दिट्ठा बालि ।
૧૬૯. तहिँ मयरद्धय-दडवडउ पडइ अपूरइ कालि ॥

હે બાળા, ચંચળ ને કટાક્ષયુક્ત લોચનોથી જેમને તેં

જોયા, તેમના પર કામદેવનો છાપો અધૂરે કાળે (=અકાળે, કાચી વયમાં જ) પડે છે.

८२·४४ गयउ सु केसरि, पिअहु जलु निच्चिंतइँ हरिणाइँ ।
१७०. जसु केरएँ हुंकारडएँ मुहहुँ पडंति तृणाइँ ॥

હે હરણો, નિશ્ચિંત (થઈને) જળ પીઓ. જેના હુંકારે મોઢામાંથી તરણાં પડે (=પડતાં), તે કેસરી (તો) ચાલ્યો ગયો.

८२·४५ सत्थावत्थहँ आलवणु साहु-वि लोउ करेइ ।
१७१. आदन्नहँ मब्भीसडी जो सज्जणु सो देइ ॥

સ્વસ્થ અવસ્થાવાળા સાથે (તો) સૌ લોક વાત કરે છે. (પણ) દુઃખીઓને અભયવચન (=આશ્વાસન) (તો) જે સજ્જન હોય તે (જ) આપે છે.

८२·४६ जइ रच्चसि जाइट्ठिअएँ हिअडा मुद्ध-सहाव ।
१७२. लोहें फुट्टणएण जिवँ घणा सहेसइ ताव ॥

હે મુગ્ધ સ્વભાવવાળા હૃદય, જે જે દીઠું તે સૌમાં જો (તું) રાચીશ (=રાચવા માંડીશ), (તો) ભટકણા લોઢાની જેમ (તારે) ઘણા તાપ (=૧. તાપ, ૨. દુઃખ) સહેવા પડશે.

८२·४७ मइँ जाणिउ बुड्डीसु हउँ पेम्म-द्रहि हुहुरु-त्ति ।
१७३. नवरि अचिंतिअ संपडिअ विप्पिअ-नाव झडत्ति ॥

મેં જાણ્યું કે હું પ્રેમના ધરામાં ધબધબ કરતી ડૂબી જઈશ. ત્યાં તો ઓચિંતી (પ્રિયના) અપરાધરૂપ નૌકા ઝટ દઈને સાંપડી ગઈ!

८२·४७ खज्जइ नउ कसरक्केहिँ पिज्जइ नउ घुंटेहिँ
१७४. एवँइ होइ सुहच्छडी पिएँ दिट्ठे नयणेहिँ

'કસરક્ક' 'કસરક્ક' (='બચ' 'બચ') ખવાતો નથી, કે 'ઘટ' 'ઘટ' પિવાતો નથી. પ્રિયતમને (ખાલી) એમ જ-(માત્ર) નયનો વડે જોયાથી (જ) સુખશાતા વળે છે.

૮૨·૪૮ अज्ज-वि नाहु महु-ज्जि घरि सिद्धत्था वंदेइ ।
१७५. ताउँ-ज्जि विरहु गवक्खेहिँ मक्कड-घुग्घिउ देइ ॥

હજી તો પતિ (મારા) ઘરમાં જ મહાદેવજીને વંદે છે; (પણ) તેટલામાં જ વિરહ ગવાક્ષોમાંથી વાંદરચાળા કરી રહ્યો છે!

૮૨·૪૮ सिरि जर-खंडी लोअडी गलि मणिअडा न वीस ।
१७६. तो-वि गोट्ठडा कराविआ मुद्धए उट्ठ-बईस ॥

માથે (હતી) જરીપુરાણી લોબડી, (ને) ગળામાં (પૂરા) વીશ મણકા (પણ) નહી, (ને) તોયે મુગ્ધાએ ગોઠોને ખાસી ઊઠબેસ કરાવી!

૮૨·૪૯ अम्मडि पच्छायावडा पिउ कलहिअउ विआलि ।
१७७. घइँ विवरेरी बुद्धडी होइ विणासहो कालि ॥

માડી, (મને) પસ્તાવો (થાય છે કે) પ્રિયતમ સાથે સાંજના (જ) ઝઘડો થયો. ખરે! વિનાશકાળે બુદ્ધિ વિપરીત થાય છે.

૮૩ ढोल्ला एह परिहासडी अइ भण, कवणहिँ देसि ।
१७८. हउँ झिज्जउँ तउ केहिँ पिअ तुहुँ पुणु अन्नहे रेसि ॥

ઓ પ્રિયતમ, કહે (તો ખરો) આ રીત કયા દેશમાં (હોય છે)?– હું તારે માટે ક્ષીણ થાઉં, ને તું બીજી માટે!

૮૪ सुमरिज्जइ तं वल्लहउँ जं वीसरइ मणाउँ ।
१७९. जहिँ पुणु सुमरणु जाउ गउ तहो नेहहो कइँ नाउँ ॥

સંભારવાનું તો તે વહાલાને હોય જે જરાક (પણ) વીસરાય. પણ જ્યાં સંભારવાનું થયું તે સ્નેહ જ ગયો. તે સ્નેહનું નામ (લેવું)?

८५ जिब्भिंदिउ नायगु वसिकरहु जसु अधिन्नइँ अन्नइँ ।
१८०. मूलि विणट्ठइ तुंबिणिहे अवस सुक्कहिँ पन्नइँ ॥

બીજાં જેને અધીન છે (તે) જિહ્વેંદ્રિય (રૂપી) નાયકને (જ) વશ કરો. તુંબડીનું મૂળ વિનષ્ટ થતાં (તેનાં) પાન અવશ્ય (=આપ મેળે જ) સુકાઈ જાય છે.

८६ एक्कसि सील-कलंकिअहँ दिज्जहिँ पच्छित्ताइँ ।
१८१. जो पुणु खंडइ अणुदिअहु तसु पच्छित्तें काइँ ॥

એક વાર શીલ કલંકિત કર્યું હોય તેમને પ્રાયશ્ચિત્તો અપાય. પણ જે રોજેરોજ (શીલ) ખંડિત કરે તેને પ્રાયશ્ચિત્ત (આપ્યે) શું (વળે) ?

८७ विरहाणल-जाल-करालिअउ पहिउ पंथि जं दिट्ठउ ।
१८२. तं मेलवि सव्वहिँ पंथिअहिँ सो-जि किअउ अग्गिट्ठउ ॥

વિરહાનલની જ્વાલાથી પીડિત (કોઈ) પથિકને માર્ગમ જોયો એટલે સર્વ પથિકોએ મળીને તેને જ અંગીઠી (=સગડી) કર્યો।

८८ सामि-पसाउ स-लज्जु पिउ सीमा-संधिहिँ वासु ।
१८३. पेक्खिवि बाहु-बलुल्लडा (बलुल्लडउ) धण मेल्लइ नीसासु ॥

માલિકની કૃપા, શરમાળ પ્રિયતમ, સીમાડા ભેગા થાય ત્યાં વસવાટ ને (પ્રિયતમનું) બાહુબળ—(આ) જોઈને પ્રિયા નિઃશ્વાસ મૂકે છે.

८९ पहिआ दिट्ठी गोरडी दिट्ठी मग्गु निअंत ।
१८४. अंसूसासेहिँ कंचुआ तिंतुव्वाणु करंत ।

'પથિક, ગોરીને દીઠી ?' '(હા) દીઠી–(તારી) વાટ જોતી (અને) આંસુ ને નિસાસાથી કંચવાને ભીનો ને સૂકો કરતી !'

९० पिउ आइउ सुअ वत्तडी झुणि कन्नडइ पइट्ठ ।
१८५ तहो विरहहो नासंतअहो धूलडिआ-वि न दिट्ठ ॥

'કસરક્ક' 'કસરક્ક' (='બચ' 'બચ') ખવાતો નથી, કે 'ઘટ' 'ઘટ' પિવાતો નથી. પ્રિયતમને (ખાલી) એમ જ-(માત્ર) નયનો વડે જોયાથી (જ) સુખશાતા વળે છે.

૮૨·૪૮ अज्ज-वि नाहु महु-ज्जि घरि सिद्धत्था वंदेइ ।
૧૭૫. ताउँ-जि विरहु गवक्खेहिँ मक्कड-घुग्घिउ देइ ॥

હજી તો પતિ (મારા) ઘરમાં જ મહાદેવજીને વંદે છે; (પણ) તેટલામાં જ વિરહ ગવાક્ષોમાંથી વાંદરચાળા કરી રહ્યો છે!

૮૨·૪૮ सिरि जर-खंडी लोअडी गलि मणिअडा न वीस ।
૧૭૬. तो-वि गोट्ठडा कराविआ मुद्धएँ उट्ठ-बईस ॥

માથે (હતી) જરીપુરાણી લોબડી, (ને) ગળામાં (પૂરા) વીશ મણકા (પણ) નહીં, (ને) તોયે મુગ્ધાએ ગોઠોને ખાસી ઊઠબેસ કરાવી!

૮૨·૪૯ अम्मडि पच्छायावडा पिउ कलहिअउ विआलि ।
૧૭૭. घइँ विवरेरी बुद्धडी होइ विणासहो कालि ॥

માડી, (મને) પસ્તાવો (થાય છે કે) પ્રિયતમ સાથે સાંજના (જ) ઝઘડો થયો. ખરે! વિનાશકાળે બુદ્ધિ વિપરીત થાય છે.

૮૩ ढोल्ला एह परिहासडी अइ भण, कवणहिँ देसि ।
૧૭૮. हउँ झिज्जउँ तउ केहिँ पिअ तुहुँ पुणु अन्नहे रेसि ॥

ઓ પ્રિયતમ, કહે (તો ખરો) આ રીત કયા દેશમાં (હોય છે)?– હું તારે માટે ક્ષીણ થાઉં, ને તું બીજી માટે!

सुमरिज्जइ तं वल्लहउँ जं वीसरइ मणाउँ ।
जहिँ पुणु सुमरणु जाउ गउ तहो नेहहो कइँ नाउँ ॥

સંભારવાનું તો તે વહાલાને હોય જે જરાક (પણ) વીસ-રાય. જ્યાં સંભારવાનું થયું તે સ્નેહ જ ગયો. તે સ્નેહનું પર(લેવું)?

८५ जिब्भिंदिउ नायगु वसिकरहु जसु अद्धिन्नइँ अन्नइँ ।
१८०. मूलि विणट्ठइ तुंबिणिहे अवसें सुक्कहिँ पन्नइँ ॥

બીજાં જેને અધીન છે (તે) જિહ્વેંદ્રિય (રૂપી) નાયકને (જ) વશ કરો. તુંબડીનું મૂળ વિનષ્ટ થતાં (તેનાં) પાન અવશ્ય (=આપ મેળે જ) સુકાઈ જાય છે.

८६ एक्कसि सील-कलंकिअहँ दिज्जहिँ पच्छित्ताइँ ।
१८१. जो पुणु खंडइ अणुदिअहु तसु पच्छित्तें काइँ ॥

એક વાર શીલ કલંકિત કર્યું હોય તેમને પ્રાયશ્ચિત્તો અપાય. પણ જે રોજેરોજ (શીલ) ખંડિત કરે તેને પ્રાયશ્ચિત્ત (આપ્યે) શું (વળે) ?

८७ विरहाणल-जाल-करालिअउ पहिउ पंथि जं दिट्ठउ ।
१८२. तं मेलवि सव्वहिँ पंथिअहिँ सो-जि किअउ अग्गिट्ठउ ॥

વિરહાનલની જ્વાલાથી પીડિત (કોઈ) પથિકને માર્ગમાં જોયો એટલે સર્વ પથિકોએ મળીને તેને જ અંગીઠી (=સગડી) કર્યો!

८८ सामि-पसाउ स-लज्जु पिउ सीमा-संधिहिँ वासु ।
१८३. पेक्खिवि बाहु-बलुल्लडा (बलुल्लडउ) धण मेल्लइ नीसासु ॥

માલિકની કૃપા, શરમાળ પ્રિયતમ, સીમાડા ભેગા થાય ત્યાં વસવાટ ને (પ્રિયતમનું) બાહુબળ—(આ) જોઈને પ્રિયા નિ:શ્વાસ મૂકે છે.

८९ पहिआ दिट्ठी गोरडी दिट्ठी मग्गु निअंत ।
१८४. अंसूसासेहिँ कंचुआ तिंतुव्वाणु करंत ।

‘પથિક, ગોરીને દીઠી ?’ ‘(હા) દીઠી–(તારી) (=મોક્ષ) (અને) આંસુ ને નિસાસાથી કંચવાને ભીનો ને

९० पिउ आइउ सुअ वत्तडी झुणि कन्नडइ पइट्ठ ।
१८५ तहो विरहहो नासंतअहो धूलडिआ-वि न दिट्ठ ॥

'કસરક' 'કસરક' (='બચ' 'બચ') ખવાતો નથી, કે 'ઘટ' 'ઘટ' પિવાતો નથી. પ્રિયતમને (ખાલી) એમ જ–(માત્ર) નયનો વડે જોયાથી (જ) સુખશાતા વળે છે.

८२·४८ अज्ज-वि नाहु महु-ज्जि घरि सिद्धत्था वंदेइ ।
१७५. ताउँ-जि विरहु गवक्खेहिँ मक्कड-घुग्घिउ देइ ॥

હજી તો પતિ (મારા) ઘરમાં જ મહાદેવજીને વંદે છે; (પણ) તેટલામાં જ વિરહ ગવાક્ષોમાંથી વાંદરચાળા કરી રહ્યો છે!

८२·४८ सिरि जर-खंडी लोअडी गलि मणिअडा न वीस ।
१७६. तो-वि गोट्ठडा कराविआ मुद्धएँ उट्ठ-बईस ॥

માથે (હતી) જરીપુરાણી લોબડી, (ને) ગળામાં (પૂરા) વીશ મણકા (પણ) નહી, (ને) તોયે મુગ્ધાએ ગોઠીઓને ખાસી ઊઠબેસ કરાવી!

८२·४९ अम्मडि पच्छायावडा पिउ कलहिअउ विआलि ।
१७७. घइँ विवरेरी बुद्धडी होइ विणासहो कालि ॥

માડી, (મને) પસ્તાવો (થાય છે કે) પ્રિયતમ સાથે સાંજના (જ) ઝઘડો થયો. ખરે! વિનાશકાળે બુદ્ધિ વિપરીત થાય છે.

८३ ढोल्ला एह परिहासडी अइ भण, कवणहिँ देसि ।
१७८. हउँ झिज्जउँ तउ केहिँ पिअ तुहुँ पुणु अन्नहे रेसि ॥

ઓ પ્રિયતમ, કહે (તો ખરો) આ રીત કયા દેશમાં (હોય છે)?– હું તારે માટે ક્ષીણ થાઉં, ને તું બીજી માટે!

८४ सुमरिज्जइ तं वल्लहउँ जं वीसरइ मणाउँ ।
१७९. जहिँ पुणु सुमरणु जाउ गउ तहो नेहहो कइँ नाउँ ॥

સંભારવાનું તો તે વહાલાને હોય જે જરાક (પણ) વીસ-ભારવાનું થયું તે સ્નેહ જ ગયો. તે સ્નેહનું

८५. जिब्भिंदिउ नायगु वसिकरहु जसु अधिन्नइँ अन्नइँ ।
१८०. मूलि विणट्ठइ तुंबिणिहे अवस सुक्कहिँ पन्नइँ ॥

બીજા જેને અધીન છે (તે) જિહ્વેંદ્રિય (રૂપી) નાયકને (જ) વશ કરો. તુંબડીનું મૂળ વિનષ્ટ થતાં (તેનાં) પાન અવશ્ય (=આપ મેળે જ) સુકાઈ જાય છે.

८६ एक्कसि सील-कलंकिअहँ दिज्जहिँ पच्छित्ताइँ ।
१८१. जो पुणु खंडइ अणुदिअहु तसु पच्छित्तें काइँ ॥

એક વાર શીલ કલંકિત કર્યું હોય તેમને પ્રાયશ્ચિત્તો અપાય. પણ જે રોજેરોજ (શીલ) ખંડિત કરે તેને પ્રાયશ્ચિત્ત (આપ્યે) શું (વળે) ?

८७ विरहाणल-जाल-करालिअउ पहिउ पंथि जं दिट्ठउ ।
१८२. तं मेलवि सव्वहिँ पंथिअहिँ सो-जि किअउ अग्गिट्ठउ ॥

વિરહાનલની જ્વાલાથી પીડિત (કોઈ) પથિકને માર્ગમાં જોયો એટલે સર્વ પથિકોએ મળીને તેને જ અંગીઠી (=સગડી) કર્યો!

८८ सामि-पसाउ स-लज्जु पिउ सीमा-संधिहिँ वासु ।
१८३. पेक्खिवि बाहु-बलुल्लडा (बलुल्लडउ) धण मेल्लइ नीसासु ॥

માલિકની કૃપા, શરમાળ પ્રિયતમ, સીમાડા ભેગા થાય ત્યાં વસવાટ ને (પ્રિયતમનું) બાહુબળ—(આ) જોઈને પ્રિયા નિઃશ્વાસ મૂકે છે.

८९ पहिआ दिट्ठी गोरडी दिट्ठी मग्गु निअंत ।
१८४. अंसूसासेहिँ कंचुआ तिंतुव्वाणु करंत ॥

'પથિક, ગોરીને દીઠી ?' '(હા) દીઠી—(તારો) માર્ગ નિહાળતી (અને) આંસુ ને નિસાસાથી કંચવાને ભીનો ને [illegible] (=મોક્ષ)

९० पिउ आइउ सुअ वत्तडी झुणि कन्नडइ पइट्ठ ।
१८५ तहो विरहहो नासंतअहो [illegible]

પોતાના ધનનું દાન કરવું દુષ્કર છે. તપ કરવાનું સૂઝતું નથી. એમ ને એમ સુખ ભોગવવાનું મન છે, પણ ભોગવ્યું જતું નથી.

૯૭ जेप्पि चएप्पिणु सयल धर लेविणु तउ पालेवि ।
૧૯૬. विणु संतें तित्थेसरेण को सक्कइ भुवणे-वि ॥

(એક) શાંતિનાથ તીર્થંકર વિના જગતભરમાં કોણ (એવો છે જે) સકળ પૃથ્વીને જીતી લઈ (ને પછી) ત્યજી દઈ શકે છે, (ને) તપ (કરવાનું) સ્વીકારી ને પાળી શકે છે?

૯૮ गंपिणु वाणारसिहिँ नर अह उज्जेणिहिँ गंपि ।
૧૯૭. मुआ परावहिँ परम-पउ दिव्वंतरइँ म जंपि ॥

લોકો વારાણસી જઈને અથવા ઉજ્જયિની જઈને મરવાથી પરમપદ પામે છે. (એટલે) બીજાં તીર્થોની વાત ન કર.

૯૮ गंग गमेप्पिणु जो मुअइ जो सिव-तित्थु गमेप्पि ।
૧૯૮. कीलदि तिदसावास-गउ सो जम-लोउ जिणेप्पि ॥

જે ગંગા (કાંઠે) જઈને કે શિવને તીર્થ જઈને મરે છે, તે જમલોકને જીતીને દેવલોકમાં ક્રીડા કરે છે.

૯૯ हत्थि मारणउ लोउ बोल्लणउ ।
૧૯૯. पडहु वज्जणउ सुणहु भसणउ ॥

હાથી મારકણો, લોક બોલકણા, પટહ વાગવાની ટેવવાળો (ને) કૂતરો ભસવાની ટેવવાળો.

૧૦૦ रवि-अत्थमणि समाउलेण कंठि विइण्णु न छिण्णु ।
૨૦૦. चक्कें खंडु मुणालिअहे नउ जीवग्गलु दिण्णु ॥

સૂરજ આથમતાં વ્યાકુળ ચકવાકે કમળતંતુનો ટુકડો કંઠમાં (=મોંમાં) મૂક્યો પણ તોડ્યો નહીં—જાણે કે જીવ આગળિયો દીધો!

१०० वलयावलि-निवडण-भएण धण उद्ध-ब्भुअ जाइ ।
२०१- वल्लह-विरह-महादहहो थाह गवेसइ नाइ ॥

વલયો નીચે પડવાની બીકે નાયિકા ઊંચા હાથ રાખીને જાય છે — જાણે કે (તે) વાલમના વિરહરૂપી મોટા ધરાનો તાગ તપાસી (=લઈ) રહી છે !

१०० पेक्खेविणु मुहु जिणवरहो दीहर-नयण-सलोणु ।
२०२. नावइ गुरु-मच्छर-भरिउ जलणि पवीसइ लोणु ॥

જિનવરનું વિશાળ નયનોને લઈને સલવણ (=સલૂણું) (એવું) મુખ જોઈને બહુ મત્સરથી ભરેલું લવણ અગ્નિમાં પ્રવેશે છે.

१०० चंपय-कुसुमहो मज्झि सहि भसलु पइट्ठउ ।
२०३. सोहइ इंदणीलु जणि कणइ बइट्ठउ ॥

સખી, ચંપાના ફૂલમાં પેઠેલો ભ્રમર સોનામાં બેઠેલો (=બેસાડેલો) ઇન્દ્રનીલ જેવો શોભે છે.

१०१ अब्भा लग्गा डुंगरेहिँ पहिउ रडंतउ जाइ ।
२०४. जो एहा गिरि-गिलण-मणु सो कि धणहे धणाइ ॥

વાદળ ડુંગરને વળગ્યાં. પથિક રટતો (રડતો) જાય છે: જે આવા ડુંગરોને ગળવા ઇચ્છે છે તે પ્રિયાનું શું રક્ષણ કરે (=કરવાનો હતો)?

१०१ पाइ विलग्गी अंत्रडी सिरु ल्हसिउ खंधस्सु ।
२०५. तो-वि कटारइ हत्थडउ बलिकिज्जउँ कंतस्सु ॥

આંતરડું પગે વળગ્યું છે, શિર સ્કંધ પર ઢળી ગયું છે (પણ) તોયે હાથ (તો) કટારીની ઉપર (જ) છે: (આવા) પર હું બલિદાનરૂપે આ[illegible]ં (=વારી જાઉં છું.)

૧૦૧/૨૦૬. सिरि चडिआ खंति प्फलइँ पुणु डालइँ मोडंति ।
तो-वि महद्दुम सउणाहँ अवराहिउ न करंति ॥

માથે ચડીને ફળ ખાય છે, (ને) ડાળીઓ તોડે છે– તો-યે મહાન વૃક્ષો પક્ષીઓને શિક્ષા કરતા નથી.

૧૦૨/૨૦૭. खणु कंठि पालंबु किदु रदिएँ विहिदु खणु मुंडमालिएँ ।
जं पणएण तं नमहु कुसुम-दाम-कोदंडु कामहों ॥

જેને પ્રેમથી રતિએ પળમાં શીશ પર શેખરરૂપ બનાવ્યું, પળમાં કંઠે પ્રાલંબરૂપ કર્યું, (તો) પળમાં મુંડમાલિકારૂપે રાખ્યું, તે કામદેવના પુષ્પમાળાના ધનુષ્યને પ્રણામ કરો.



# ટિપ્પણ

## પ્રાસ્તાવિક

હેમચંદ્રે રચેલું અપભ્રંશનું વ્યાકરણ એક સ્વતંત્ર ને સ્વયંપર્યાપ્ત રચનારૂપે નથી. અપભ્રંશ એ પ્રાકૃતનો જ એક પ્રકાર હોવાથી હેમચંદ્રનું અપભ્રંશ વ્યાકરણ તેના પ્રાકૃત વ્યાકરણનો જ એક ભાગ છે, અને એ પ્રાકૃત વ્યાકરણ પણ તેના સંસ્કૃત વ્યાકરણનો જ એક અંશ છે; હેમચંદ્રના એ બૃહત વ્યાકરણનું નામ 'સિદ્ધહેમશબ્દાનુશાસન' કે ટૂંકમાં 'સિદ્ધહેમ.' 'સિદ્ધહેમ'ના આઠ અધ્યાયમાંથી પહેલા સાતમાં સંસ્કૃત વ્યાકરણ છે, આઠમામાં પ્રાકૃત વ્યાકરણ. પ્રાકૃત અધ્યાયમાં અપભ્રંશસહિત ૭ પ્રાકૃતોનું પ્રતિપાદન નીચેની યોજના પ્રમાણે થયું છે:

| | | |
|---|---|---|
| પહેલો, બીજો તથા ત્રીજો પાદ | | વ્યાપક પ્રાકૃત કે મહારાષ્ટ્રી. |
| ચોથો પાદ સૂત્ર | ૧–૨૫૯ | સંસ્કૃત ધાતુઓને સ્થાને પ્રાકૃતમાં વપરાતા ધાતુઓ –એટલે કે ધાત્વાદેશો. |
| " " | ૨૬૦–૨૮૬ | શૌરસેની |
| " " | ૨૮૭–૩૦૨ | માગધી |
| " " | ૩૦૩–૩૨૪ | પૈશાચી |
| " " | ૩૨૫–૩૨૮ | ચૂલિકા–પૈશાચી |
| " " | ૩૨૯–૪૪૬ | અપભ્રંશ |
| " " | ૪૪૭–૪૪૮ | પ્રાકૃતો વિશે સર્વસામાન્ય |

આમ અપભ્રંશના વ્યાકરણે 'સિદ્ધહેમ'ના આઠ અધ્યાયમાં છેલ્લા અધ્યાયના ચોથા [illegible] છેલ્લો અંશ રોકયો છે

પાદનાં કુલ ૪૪૮ સૂત્રોમાંથી અપભ્રંશને ફાળે ૧૧૮ સૂત્રો આવ્યાં છે.

વરરુચિથી લઈને માર્કંડેય કે અપ્પય દીક્ષિત સુધીના બધાયે પ્રાકૃત વ્યાકરણકારો પ્રાકૃતોનું સ્વતંત્ર, અન્યનિરપેક્ષ દૃષ્ટિએ પ્રતિપાદન નથી કરતા. પહેલાં તો સંસ્કૃતની તુલનાએ પ્રાકૃતનાં સ્થાન અને પ્રતિષ્ઠા ઘણાં નીચાં હતાં, અને એમાં સુધારો થતો ગયો ત્યારે પણ પ્રાકૃતોનો સાહિત્ય ને શિષ્ટ વ્યવહારમાં મર્યાદિત વપરાશ જ હતો, એટલે પ્રાકૃતના અભ્યાસનું એવું કોઈ મહત્ત્વ ન હતું. આથી જેમ સંસ્કૃતનું સ્વતંત્ર રીતે તેના તત્કાલીન સ્વરૂપનાં સૂક્ષ્મ નિરીક્ષણ ને પૃથક્કરણને આધારે વ્યાકરણ રચાયું, તે જ પદ્ધતિએ કે તેવી નિષ્ઠાથી પ્રાકૃતનું વ્યાકરણ રચાવાની શક્યતા ન હતી. વસ્તુતઃ, સંસ્કૃત જાણનાર સાહિત્યપ્રિય સંસ્કારી શિષ્ટવર્ગને પ્રાકૃતમાં સાહિત્યરચના કરવી હોય તો તેમણે સંસ્કૃતમાં શા શા ફેરફાર કરવા જેથી સંસ્કૃત ઉપરથી પ્રાકૃત બનાવી શકાય –મુખ્યત્વે એ દૃષ્ટિએ જ પ્રાકૃત વ્યાકરણનિયમો ઘડાતા. બીજા શબ્દોમાં કહીએ તો સંસ્કૃતને પ્રકૃતિ માની, તેનાં ઉચ્ચારણોમાં, વ્યાકરણતંત્રમાં તેમ જ શબ્દભંડોળમાં થયેલા વિકારોરૂપે જ પ્રાકૃતો જોવામાં આવતી. અને પરંપરાગત પ્રાકૃત વ્યાકરણોમાં એવા વિકારોની જે નોંધ હોય છે તે સૂક્ષ્મ પૃથક્કરણ દ્વારા તારવેલી વિગતોની વ્યવસ્થિત ગોઠવણી કરીને, કે ભાષાનું સ્વરૂપ અને હાર્દ સમજવાના આશયથી નહીં, પણ તરત નજરે ચડે તેવા પચીશપચાસ વિકારો ને ભેદક લક્ષણોની એક નોંધપોથી રજૂ કરવાના આશયથી આપી હોય છે.

આ પરંપરાગત પદ્ધતિને અનુસરીને હેમચંદ્રે પણ સંસ્કૃતમાંથી પ્રાકૃત કેમ બનાવવો તેના નિયમો આપી, તે પછી એ ઉપરાંત બીજા જે કેટલાક વિશિષ્ટ નિયમો લાગુ પાડવાથી

શૌરસેની, માગધી, પૈશાચી, અપભ્રંશ વગેરે સિદ્ધ થાય છે, તેની નોંધ આપી છે. આટલા વિવરણ ઉપરથી સ્પષ્ટ થશે કે હેમચંદ્રનાં અપભ્રંશસૂત્રોમાં અથવા તો બીજા કોઈપણ પ્રાચીન પ્રાકૃત વ્યાકરણમાં શાસ્ત્રીય ધોરણ પ્રમાણેનું સૂક્ષ્મદર્શી વ્યાકરણ નહીં, પણ થોડીક, તરત જ પકડાઈ આવે તેવી લાક્ષણિકતાઓની ઉપરટપકેની નોંધ જ મળે. આમ સિદ્ધહેમનો માહારાષ્ટ્રીવિભાગ તેના સંસ્કૃત વ્યાકરણના પરિશિષ્ટ કે પુરવણી જેવો છે, તો અપભ્રંશસહિત ઇતર પ્રાકૃતોને લગતા વિભાગો માહારાષ્ટ્રીવિભાગનાં પરિશિષ્ટ કે પુરવણી જેવા છે. જોઈ શકાશે કે અપભ્રંશવિભાગના અભ્યાસીને આગલો માહારાષ્ટ્રીવિભાગ જાણવો એ અનિવાર્ય છે.

સંસ્કૃતની જેમ પ્રાકૃતવિભાગ પણ સંસ્કૃત ભાષામાં અને સૂત્રશૈલીમાં રચેલો છે. સૂત્રોમાં તો ખૂબ જ સંક્ષિપ્તતા અને પારિભાષિક સંજ્ઞાઓનો પ્રયોગ હોય. આથી સૂત્રોનો અર્થ ઘટાવવા વિશિષ્ટ નિયમો આપવામાં આવે છે. આ નિયમોઅને પરિભાષા સંસ્કૃતવિભાગમાં આપેલાં છે. અપભ્રંશવિભાગનાં સૂત્રો સમજવા માટે એ નિયમો ને પરિભાષામાંથી કેટલુંક જાણી લીધા વિના ચાલે તેમ નથી. સૂત્રોને સમજાવવા હેમચંદ્રે પોતે 'પ્રકાશિકા' નામક સંસ્કૃત વૃત્તિ રચેલી છે અને તેમાં તેમણે સૂત્રમાં ગૂંથેલા નિયમોનાં અપભ્રંશ ઉદાહરણો પણ આપ્યાં છે.

અપભ્રંશના ૩૨૯થી ૪૪૬ સૂત્રોનું વિષયવાર પૃથક્કરણ આ પ્રમાણે કરી શકાય:

સ્વરવ્યંજનોના વિકાર કે ધ્વનિપ્રક્રિયા–સૂત્ર ૩૨૮, ૩૯૬થી ૪૦૦, ૪૧૦થી ૪૧૨.

નાસિક રૂપાખ્યાન — સૂત્ર ૩૩૦થી ૩૫૪.
સામાન્ય — ૩૩૦, ૩૪૪થી ૩૪૬.

| | | |
|---|---|---|
| અકારાંત પુંલિંગ | — | ૩૩૨થી ૩૩૯, ૩૪૨, ૩૪૭. |
| ઈકારાંત-ઉકારાંત ,, | — | ૩૪૦, ૩૪૧, ૩૪૩. |
| સ્ત્રીલિંગ | — | ૩૪૮થી ૩૫૨. |
| નપુંસકલિંગ | — | ૩૫૩, ૩૫૪. |
| સાર્વનામિક-રૂપાખ્યાન | — | ૩૫૫થી ૩૮૧. |
| આખ્યાતિક-રૂપાખ્યાન | — | ૩૮૨થી ૩૮૯. |
| ધાત્વાદેશ | — | ૩૯૦થી ૩૯૫. |
| અવ્યય | — | ૪૦૧, ૪૦૪થી ૪૦૬, ૪૧૪થી ૪૨૦, ૪૨૪થી ૪૨૮, ૪૩૬, ૪૪૪. |
| ઈતર આદેશો | — | ૪૦૨, ૪૦૩, ૪૦૭થી ૪૦૯, ૪૧૩, ૪૨૧–૪૨૩, ૪૩૪, ૪૩૫. |
| તદ્ધિત પ્રત્યયો | — | ૪૨૯થી ૪૩૩, ૪૩૭. |
| કૃત્ પ્રત્યયો | — | ૪૩૮થી ૪૪૩. |
| લિંગ | — | ૪૪૫. |
| સામાન્ય સ્વરૂપ | — | ૪૪૬. |

આ નિરૂપણક્રમ કેટલેક અંશે દેખીતો જ તર્કવિરુદ્ધ છે, ને તેમાં સૂત્રોની બને તેટલી કરકસર કરવી એ એક કારણ છે.

આ પૃથક્કરણ ઉપરથી પણ જોઈ શકાશે કે પ્રાકૃતથી જે બાબતમાં અપભ્રંશ જુદી પડતી હોવાનું તરત જ દેખાઈ આવે, તેવી બાબતોની અહીં હેમચંદ્રે ઠીકઠીક અવ્યવસ્થિત એવી એક યાદી બનાવી છે.

## નિ. ૧. એક સ્વરને સ્થાને બીજા સ્વરો:

અહીં ઘણી વાર મૂળના સ્વરને સ્થાને અપભ્રંશમાં કોઈ

પણ બીજો સ્વર આવતો હોવાનું કહ્યું છે. નિયમ ૧૦૩માં (૪૪૭મા સૂત્રમાં) જુદી જુદી પ્રાકૃતોનાં લક્ષણો તેમની ભાષાની કે અર્થની વ્યાકરણકારે બાંધેલી મર્યાદાની બહાર પણ જોવા મળતાં હોવાનું હેમચંદ્રે કહ્યું છે. આવી આવી વસ્તુઓ પરંપરાગત અપભ્રંશ વ્યાકરણની પદ્ધતિ અમુક અંશે સ્થૂળ કે શિથિલ હોવાની દ્યોતક છે. વ્યાકરણનો નિયમ એટલે કહેલી શરતો ને મર્યાદાઓની અંદર આવતી બધીયે ઘટનાઓને લાગુ પડતું એક સામાન્ય વિધાન. સિદ્ધાંતની દૃષ્ટિએ તેમાં અપવાદ ન હોય. અપવાદ કાં તો બીજા કોઈ નિયમનો–જુદી શરતો ને મર્યાદાઓનો સૂચક હોય. અથવા તો તે કોઈક બાહ્ય પ્રભાવનું પરિણામ હોય. એક સ્વરને સ્થાને કઈ શરતોએ બીજો સ્વર આવે છે કે શા કારણે એક ને બદલે બીજું લિંગ પ્રયોજાય છે એની સમજને અભાવે જ ઉપરકહ્યાં તેવાં વિધાનો કરવાનાં રહે. એના ઉપરથી એમ ન સમજવું કે અપભ્રંશમાં થોડીઘણી અવ્યવસ્થા કે શિથિલતા ચાલતી. અવ્યવસ્થા કે શિથિલતા કોઈ પણ ભાષામાં ન ચાલે – ન હોય. ખરી રીતે આવી બાબતમાં નિરીક્ષણ કે વર્ગીકરણ જ ખામીવાળું હોય છે. વ્યાકરણકાર અમુક સામગ્રીનો પોતાના વર્ગીકરણમાં સમાવેશ નથી કરી શક્યો–એનું પૃથક્કરણ એટલે અંશે અધૂરું છે એમ જ સમજવું.

ઘણી વાર દેખીતા અપવાદો કાં તો ભાષાની આગલી ને પાછલી ભૂમિકાની અથવા તો બે કે વધારે બોલીઓની સામગ્રીની ભેળસેળને આભારી હોય છે. હેમચંદ્રે અપભ્રંશ વ્યાકરણ રચવા માટે ઉપયોગમાં લીધેલી સામગ્રી ભિન્નભિન્ન સમયગાળાની ને ભિન્ન ભિન્ન પ્રદેશની હતી. એટલે તેના પ્રતિપાદનમાં નિ[illegible] ને અપવાદો આવ્યા વિના ન જ રહે.

**નિ. ૨. અપભ્રંશમાં દેખાતી શૌરસેની ને મહારાષ્ટ્રી પ્રાકૃતની છાંટ :**

કોઈ વાર વિશિષ્ટપણે અપભ્રંશને બદલે માહારાષ્ટ્રી કે શૌરસેની પ્રયોગ પણ થતો હોવાનું જે કહ્યું છે, તેનો અર્થ ખરી રીતે તો એટલો જ થાય કે અપભ્રંશ ભાષામાં ગૂંથાયેલી રચનાઓમાં કવચિત્ પ્રાકૃત કે શૌરસેની રૂપો પણ વપરાયેલાં છે. અને પ્રસિદ્ધ અપભ્રંશ સાહિત્ય જોતાં પ્રાકૃત અસરનું મૂળ શું છે તે સમજાઈ જશે. અપભ્રંશમાં માત્ર પદ્ય-સાહિત્ય જ છે. અને અપભ્રંશ કાવ્યોમાં અપભ્રંશ છંદો ઉપ-રાંત કેટલીક વાર વિશિષ્ટપણે પ્રાકૃત ગણાતાં ગાથા, શીર્ષક, દ્વિપદી વગેરે તેમ જ અક્ષરગણાત્મક વૃત્તો પણ વપરાયાં છે. આવા છંદોની ભાષા પ્રાકૃતબહુલ હોય છે. આ ઉપરાંત અપભ્રંશ છંદોમાં કેટલીક વાર છંદોભંગથી બચવા માટે પ્રાકૃત રૂપ વપ-રાતું. ઘણા અપભ્રંશ શબ્દોનો અંત્યાક્ષર લઘુ હોય છે. પ્રાકૃત શબ્દોનો ગુરુ. એટલે જ્યાં છંદ-સંકટ લાગે ત્યાં કોઈ વાર અંત્યલઘુ અપભ્રંશ રૂપને બદલે અંત્યગુરુ પ્રાકૃત રૂપ વાપરી કવિ નભાવી લેતો. અપભ્રંશને બદલે ક્યાંક પ્રાકૃત પ્રયોગ થતા હોવાનું આ જ રહસ્ય છે.

શૌરસેની પ્રભાવનો જેમ અહીં ઉલ્લેખ છે તેમ નિયમ ૧૦૨માં (=૪૪૬મા સૂત્રમાં) પણ, અપભ્રંશમાં ઘણી વાર પ્રક્રિયા શૌરસેનીની જેવી થતી હોવાની વાત કરી છે. આના ખુલાસા માટે નિયમ ૫૬ ઉપરનું ટિપ્પણ જુઓ.

ઉદાહરણોમાં સ્વરપરિવર્તન આ પ્રમાણે છે :

इ < उ, अ : कच्चित् > कच्चु, कच्च

आ > अ : वीणा > वीण, > वेण; लेखा > लेह, लीह, लिह

ई > ए : वीणा > वेण

उ > आ કે अ : बाहु > बाहा, बाह

ऋ>अ : पृष्ठम्>पट्ठि; तृणम्>तणु
ऋ>इ : पृष्ठम्>पिट्ठि; तृणम्>तिणु; सुकृतम्> सुकिदु; सुकिउ
ऋ>उ : पृष्ठम्>पुट्ठि
अ>इ : पृष्ठम्>पट्ठि, पिट्ठि, पुट्ठि
लृ>इ : क्लृन्नकः>किन्नउ
लृ>इलि : क्लृन्नकः>किलिन्नउ
ए>ई : लेखा>लीह
ए>इ : लेखा>लिह
औ>ओ : गौरी>गोरि
औ>अउ : गौरी>गउरि
ई>इ : गौरी>गोरि, गउरि

ભાષામાં થતાં પરિવર્તન નિયમબદ્ધ કરી શકાય તેટલાં વ્યવસ્થિત હોય છે, જ્યારે ઉપર્યુક્ત ફેરફારો અપભ્રંશમાં સાવ અતંત્રતા પ્રવર્તતી હતી કે શું, એવી શંકા ઊભી કરે તેમ છે. ખરી રીતે તો આ ફેરફારો જે રીતે રજૂ કરવામાં આવ્યા છે તે રીત જ વાંધાભરી છે. જુદાં જુદાં બળો ને વ્યાપારો દ્વારા સિદ્ધ થયેલા ફેરફારોની, ઉપરનાં ઉદાહરણોમાં ભેળસેળ કરી દીધેલી છે. ऌના अ, इ, उ ને ऋ; ऋના इ, इलि; एનો ई, इ; ई નો ए; औના अउ, ओ; અને आ, ईના अ, इ—એ પરિવર્તનો ક્રમિક ધ્વનિવિકાસનું પરિણામ છે, જ્યારે बाहुના बाहा, बाह; पृष्ठम्ના ઇકારાંત पट्ठि पिट्ठि, पुट्ठि ને कच्चित्ના कच्चु, कच्च એ પરિવર્તનો સાદૃશ્યમૂલક છે. ક્રમિક ધ્વનિપરિવર્તનોમાં પણ શબ્દારંભે રહેલા ऋ—रि, ઓષ્ઠ્ય વ્યંજનો પછી ઇતર ऋ—उ, ઇતર વ્યંજનો પછી બોલીભેદે ऋ-इ કે ऋ—अ ને અપભ્રંશના એક પ્રકારમાં

ऋ અવિકૃત (લેખનપૂરતો જ—તેનું ઉચ્ચારણ તો 'રિ' જ હતું); औ ના બોલીભેદે કે સમયભેદે अउ ને ओ; लृ નો સારૂપ્ય દ્વારા इ ને વિશ્લેષ દ્વારા इलि; પ્રાકૃત ભૂમિકાના અંત્ય દીર્ઘ સ્વરો અપભ્રંશમા હ્રસ્વ બનતાં, बाहानुं बाह; गौरीनुं गउरि કે गोरि; ભૂમિકાભેદે वीण ને वेण, તથા लेह, लीह ને लिह; એ રીતે બોલીભેદ કે પ્રક્રિયાભેદને આધારે ક્રમિક ધ્વનિપરિવર્તનો વ્યવસ્થિત રૂપે સમજી શકાય. સાદૃશ્યમૂલક પરિવર્તનોમાં પુંલિંગ बाहु ને નપુંસકલિંગ पृष्ठम् બીજાં કોઈ અંગોના સાદૃશ્યે સ્ત્રીલિંગ બનતાં તેમનો અંત્ય સ્વર સ્ત્રીલિંગ અંગોને અનુરૂપ બને છે. कच्चित्नुं कच्चिने બદલે कच्चु, कच्च થાય છે તે બીજાં ઉકારાંત ને અકારાંત અવ્યયોના સાદૃશ્યે એમ અનુમાન કરી શકાય. સરખાવો विना>विणु, अद्य>अज्जु, सह>सहुँ, जेत्थु, तेत्थु વગેરે, अनु, તથા पर, अवस, जेंम, तेम વગેરે, जिह, तिह વગેરે.

આગલી આવૃત્તિઓ તથા હસ્તપ્રતોમાં काच्च એવો પાઠ છે, પણ પ્રાકૃત ઉચ્ચારણ પ્રમાણે એ અશક્ય છે. પ્રાકૃતમાં સંયુક્ત વ્યંજન પૂર્વેનો દીર્ઘ સ્વર વિના અપવાદે હ્રસ્વ હોય છે. એટલે कच्च એવો પાઠ રાખ્યો છે. મૂળે कव्वु, कावु=काव्यम् હોવાની શંકા રહે છે. હસ્તપ્રતોમાં च ને व નો સંભ્રમ સહજ છે. પ્રાચીન ટીકામાં તથા તેને અનુસરીને પીશેલ ને વૈદ્ય वेण, वीण-ની પ્રકૃતિ તરીકે સંસ્કૃત वेणी આપે છે. ઈકારાંત સ્ત્રીલિંગ અકારાંત બની ગયાનો કોઈ દાખલો આના સમર્થનમાં ટાંકી શકાય તેમ નથી. એટલે અહીં મૂળ શબ્દ તરીકે वीणा સ્વીકાર્યો છે. ક્લિન્નક, किलिन्नउના મૂળ તરીકે વૈદ્ય क्लिन्न આપે છે તે બરાબર નથી. ૮।૧।૧૪૫માં હેમચંદ્રે આપેલો कॢन्न સ્વીકારીએ તો જ એ 'સ્વરોને સ્થાને અન્ય સ્વરો'નું ઉદાહરણ બની શકે. सुकिदु ને

सुकिउ પણ શંકા નોતરે તેવાં છે, કેમ કે બંનેમાં ऋ>इ એ એકનો એક ફેરફાર છે. तणु, तिणु, तृणुની જેમ सुकिदु, सुकदु (કે सुकउ), सुकृदु એવી અપેક્ષા રહે છે.

નિ૦ ૩. આ નિયમથી અપભ્રંશ રૂપાખ્યાનની વિશિષ્ટતાઓનું નિરૂપણ શરૂ થાય છે. પહેલાં નામિક રૂપાખ્યાન લીધું છે અને તેમાં નિરૂપણનો ક્રમ એવો છે કે વિભક્તિપ્રત્યયો લાગતાં નામિક અંગના અંત્ય સ્વરમાં શા શા ફેરફાર થાય છે તે ૩થી ૮ સુધીના નિયમોમાં આપ્યું છે, ને પછીના નિયમોમાં સંસ્કૃત વિભક્તિપ્રત્યયોનું અપભ્રંશમાં કેવું રૂપાંતર થાય છે તે દર્શાવ્યું છે.

શાને માત્ર અંગમાં થયેલો ફેરફાર ગણવો અને શાને વિભક્તિપ્રત્યય ગણવો તે અંગેની હેમચંદ્રની દૃષ્ટિની ચર્ચા માટે જુઓ નિયમ ૪ પરનું ટિપ્પણ.

આગલા નિયમની જેમ પ્રસ્તુત નિયમ પણ સ્થૂળ સ્વરૂપનો છે. ઉદાહરણોમાં અકારાન્ત પુંલ્લિંગના પ્રથમા, દ્વિતીયા ને સંબોધન એકવચનમાં ढोल्ला, सामला (वारिआ, दीहा)માં ને તેના પ્રથમા બહુવચનમાં घोडा ને निसिआ-માં નામના અંત્ય હ્રસ્વ સ્વર(अ)નો દીર્ઘ (આ) થતો હોવાનું ગણ્યું છે, જ્યારે તે જ રીતે અકારાંત સ્ત્રીલિંગ પ્રથમા દ્વિતીયા ને સંબોધન એકવચનમાં भणिअ, पुत्ति, मल्लि ને पइट्ठि (रेह, वग्ग)-માં દીર્ઘ (आ, ई)નો હ્રસ્વ (अ, इ) થયો છે. આગળ ૧૮મા નિયમ પ્રમાણે અપભ્રંશમાં પ્રથમા (સંબોધન) ને દ્વિતીયાના પ્રત્યયો લુપ્ત થાય છે– એ વિભક્તિઓમાં કશો પ્રત્યય લાગતો નથી એ ધ્યાનમાં રાખવાનું છે. ખરી રીતે તો અકારાંત પુંલ્લિંગ રૂપોમાં અંગને અંતે ઘણી વાર अने બદલે आ હોય છે તે સ્વાર્થિક क પ્રત્યય દ્વારા થયેલા અંગવિસ્તારનું પરિણામ છે.

श्यामल પરથી सामल થાય ને °क પ્રત્યય લાગતાં श्यामलक પરથી सामलअ દ્વારા सामला થાય.

સ્ત્રીલિંગ અંગોમાં અંત્ય સ્વર હ્રસ્વ હોય છે તે અપભ્રંશની એક અગત્યની લાક્ષણિકતા છે. નિયમ ૧ પરના ટિપ્પણમાં કહ્યું હતું તેમ અપભ્રંશમાં અંત્ય સ્વર હ્રસ્વ ઉચ્ચારવાનું પ્રબળ વલણ છે. આમ દીર્ઘનો હ્રસ્વ ને હ્રસ્વનો દીર્ઘ થાય છે તેની પાછળ અમુક ચોક્કસ નિયમ રહેલા છે અને તે સાવ જુદી જુદી પ્રક્રિયાને આભારી છે.

सामला, वारिआ, दीहा વગેરે દ્વારા હેમચંદ્રીય અપભ્રંશનું એક મહત્ત્વનું લક્ષણ છતું થાય છે. श्यामलक પરથી પ્રથમા એકવચનમાં सामला તેમ सामलउ પણ થાય છે. વખત જતાં सामला જેવાં આકારાંત રૂપો ખડી બોલી જેવી હિન્દી બોલીઓમાં (જેમ કે घोडा, लडका) અને सामळो જેવાં ઓકારાંત રૂપો (જેમ કે 'ઘોડો,' 'છોકરો') ગુજરાતી જેવી ભાષામાં લાક્ષણિક બની જાય છે. હેમચંદ્રે આપેલાં ઉદાહરણોમાં आકારાંત રૂપવાળાં તેમ अउકારાંત રૂપવાળાં એમ બંને છે. એટલે આશરે અગિયારમી શતાબ્દીથી તો આ જાતના ભેદનાં બીજ ફૂટી ચૂક્યાં હતાં એ સ્પષ્ટ છે. ઉદાહરણોમાં પ્રથમા એકવચનનાં आકારાંત રૂપ માટે જુઓ વ્યાકરણ.

ઉપર કહ્યું છે તેમ વિકલ્પે સ્વાર્થિક क ઉમેરાઈને ઘણાંયે નામો(ને ખાસ કરીને વિશેષણો ને કૃદંતો)નાં, અપભ્રંશમાં બબ્બે અંગ થતાં અને તેમને વિભક્તિપ્રત્યયો લાગી ઉપાંત્ય अ અથવા आ ધરાવતાં બેવડાં રૂપો થતાં. એ જ રીતે અંગને અંતે ई (જૂનો) કે इ (નવો)નો અને ऊ (જૂનો) કે उ (નવો)નો વિકલ્પ હતો. છંદની અનુકૂળતા પ્રમાણે આમાંથી એક કે બીજું

રૂપ વપરાતું. આ કારણે પણ અંત્ય સ્વરનું માન અનિશ્ચિત કે શિથિલ હોવાની છાપ ઊભી થાય તેમ છે.

ઉદા૦ ૨. 'ધણ' ને 'ઢાલો' આપણા પ્રાચીન સાહિત્યમાં જાણીતા છે. કેટલાક ચાલુ ગવાતાં સીમંતનાં ગીતોમાં 'ધણ' સીમંતિની માટે વપરાયો છે, ને 'ઢોલામારૂ'ની લોકકથાનું નામ કોણે નથી સાંભળ્યું ?

नाइ (હિં. नावइ) એ नावइનું ટૂંકું રૂપ છે. नावइ < नव्वइ = સંસ્કૃત ज्ञा-નું કર્મણિ વર્તમાન ત્રીજો પુરુષ એકવચન ગુજરાતી 'જાણે'ની જેમ જ તે ઉત્પ્રેક્ષા સૂચવવા વપરાય છે. ગુજરાતીમાં પું. कसवट्टउ નહીં, પણ સ્રી. कषपट्टिका–कसवट्टिअ– 'કસોટી' આવ્યો છે.

આવા જ ભાવના અપભ્રંશ પદ્ય માટે જુઓ પરિશિષ્ટ.

છંદ : ૧૦ (=૪+૩+૩)/૧૦(=૪+૪+૨). પહેલા ચરણમાં દસને બદલે નવ માત્રા છે ત્યાં પાઠ ત્રુટિત હોય.

ઉદા૦ ૩. સ્વાર્થિક ड પ્રત્યય (જુઓ નિયમ ૮૭), ઉત્તરકાલીન અપભ્રંશની લાક્ષણિકતા જણાય છે. ચારણી અને જૂનાં લોકગીતોની ભાષામાં (અને તેને અનુસરીને અર્વાચીન કાવ્યભાષામાં પણ) તેના લાડ, લઘુતા કે કોમળતા સૂચવતા કે છંદ-પૂરક પ્રયોગ છૂટથી થયા છે. હેમચંદ્રનાં ઉદાહરણોમાંના સ્વાર્થિક ડવાળા શબ્દો માટે જુઓ વ્યાકરણ.

દ્વિરુક્ત ને રવાનુકારી दडवड નો અર્થ. 'દડવડ,' 'દડવડી,' 'દડવડવું,' 'દડબડ,' 'દડબડવું' સાથે સંબંધ છે. એ સાથે 'ગડબડ,' 'તડબડ,' 'લથબથ', 'લદબદ', 'કલબલ' ને 'રસબસ' જેવા, તથા 'તરવર', 'ચળવળ', 'ટળવળ', 'લળવળ', 'સળવ દ્વિરુક્તિમૂલક શબ્દોનું ઘડતર સરખાવી શકાય. त्रिहाण

કલ્પિત विमानम् (=वि+मानु ભૂ. કૃ.) સમજવું.

છંદ : દોહા. માપ ૧૩ (=૬+૪+⏑⏑⏑ કે ⏑–)/૧૧ (=૬+⏑⏑–+⏑ કે ૬+––+⏑). મોટા ભાગનાં ઉદાહરણો આ જ છંદમાં છે, એટલે આ પછી દોહા સિવાયનો છંદ હોય ત્યાં જ તે દર્શાવ્યો છે. છંદ વિશે કશું કહ્યું ન હોય ત્યાં દોહા છંદ સમજવો.

ઉદા૦ ૪. માતાની–સંભવતઃ વેશ્યામાતાની, અક્કાની પુત્રીને ઉદ્દેશીને ઉક્તિ. ભોજકૃત 'શૃંગારમંજરી કથા' જેવી કૃતિઓમાં, કેવી યુક્તિથી પુરુષને વશ કરી તેનું દ્રવ્ય હરી લેવું તેનું ધંધાદારી શિક્ષણ અક્કા વેશ્યાને આપે છે, એ વિષય છે.

ઉદા૦ ૫. मुणीसिम 'અનિયમિત' રીતે ઘડાયો છે. मनुष्य-નું પ્રા. मणूस-; पुरिस-ની અસર નીચે मणूस-નું मुणीस-; ને ભાવવાચક-इम-(સ્ત્રી.) પ્રત્યય લાગી मुणीसिम=मनुष्यत्व.

નિ૦ ૪. હેમચંદ્ર, ઘણુંખરું જ્યાં (અંગ+ઉમેરણ) એવી રીતે નામિક રૂપ છૂટું પાડી શકાય ત્યાં જ ઉમેરણને વિભક્તિ-પ્રત્યય ગણતા જણાય છે. ને જ્યાં માત્ર અંગનો અંત્ય સ્વર જ વિકાર પામ્યો હોય ત્યાં માત્ર અંગવિકાર થયેલો ને વિભક્તિ-પ્રત્યય લુપ્ત થયેલો માને છે. આમાં એક સપ્તમી એકવચનનું રૂપ અપવાદ જણાય છે. આથી અકારાંત પુંલ્લિંગ–નપુંસકલિંગના પ્રથમા એકવચનમાં नरु, कमलु જેવાં રૂપ नर-, कमल-ના અંત્ય અકારનો ઉકાર બનતાં સિદ્ધ થયાં છે ને તેમાં પ્રથમા એકવચનનો કોઈ પ્રત્યય લાગેલો નથી એવું પ્રતિપાદન છે. પુંલ્લિંગ પ્રથમા બહુવચનમાં પણ नरा જેવામાં પ્રત્યય લુપ્ત ગણી અંત્ય સ્વર દીર્ઘ બન્યો ગણ્યો છે.

ઐતિહાસિક તેમ જ અર્વાચીન પૃથક્કરણની દૃષ્ટિએ પ્રથમાના उ, આ પ્રત્યય જ ગણાય. સં. नरः–પ્રા. नरो (સં. नरो याति જેવામાં વપરાતા नरःના સંધિરૂપ પરથી) અને नरोના અંત્ય ओનું ઉચ્ચારણ નબળું પડતાં नरॅ દ્વારા नरु. એ જ પ્રમાણે સં. कमलम्—कमलं नुं *कमलॅ ને પછી कमलु; नराः नुं नरा. जाणइ–પ્રા. નજ્જઇ એ સં. ज्ञा-નું કર્મણિ રૂપ છે. મૂળ અર્થ 'જણાય છે.'

ઉદાહરણનો વિષય સૂચવે છે કે એ કોઈ જૈનેતર–બ્રાહ્મણીય પરંપરાની રામાયણવિષયક અપભ્રંશ રચનામાંથી લીધેલું ઉદ્ધરણ હોય. છંદ જોતાં એ મૂળ રચના અપભ્રંશ પૌરાણિક કાવ્યોની જેમ સંધિબદ્ધ હોય. છંદ ષટ્પદી પ્રકારનો ૧૨+૮+૧૨ (પહેલું –બીજું, ચોથું–પાંચમું ને ત્રીજું–છઠ્ઠું ચરણ પ્રાસબદ્ધ) એવા માપનો છે. સંધિ–કડવક–યમકમાં વહેંચાયેલાં અપભ્રંશ મહાકાવ્યમાં કડવકને અંતે આવતી (પ્રાચીન ગુજરાતીના વલણ જેવી) 'ઘત્તા'માં ઉપરના જેવી ષટ્પદીઓ વપરાતી. બ્રાહ્મણીય પરંપરાની કોઈ અપભ્રંશ કૃતિ હજી મળી નથી, એ દૃષ્ટિએ પ્રસ્તુત ઉદાહરણનું સારું એવું મહત્ત્વ છે. ચતુર્મુખ (અપ. ચઉમુહ) નામે એક અપભ્રંશ મહાકવિના ઉલ્લેખો તથા તેની રામાયણ–મહાભારત–વિષયક રચનાઓમાંથી ટાંચણો મળે છે, તે જોતાં આ ઉદાહરણ તેના કોઈ કાવ્યમાંથી લેવાયું હોવાની પણ સંભાવના છે.

નિ૦ ૫. પુંલ્લિંગ પ્રથમા એકવચનમાં નામનો અંત્ય સ્વર उने બદલે વિકલ્પે ओ થતો હોવાનું કહ્યું છે. नरु ને બદલે नरो. ખરી રીતે તો नरो રૂપ શુદ્ધ પ્રાકૃત છે, ને માત્ર नरु એ જ શુદ્ધ અપભ્રંશ છે. પણ ઉપર કહ્યું તેમ અપભ્રંશ કાવ્યોમાં વચ્ચે વચ્ચે કોઈ કોઈ અંશમાં પ્રાકૃતપ્રચુર ભાષાનો ઉપયોગ થતો,

કલ્પિત विमानम् (=वि+मानुं ભૂ. કૃ.) સમજવું.

છંદ : દોહા. માપ ૧૩ (=૬+૪+⏑⏑⏑ કે ⏑–)/૧૧ (=૬+⏑⏑–+⏑ કે ૬ + – – + ⏑). મોટા ભાગનાં ઉદાહરણો આ જ છંદમાં છે, એટલે આ પછી દોહા સિવાયનો છંદ હોય ત્યાં જ તે દર્શાવ્યો છે. છંદ વિશે કશું કહ્યું ન હોય ત્યાં દોહા છંદ સમજવો.

ઉદા૦ ૪. માતાની–સંભવતઃ વેશ્યામાતાની, અક્કાની પુત્રીને ઉદ્દેશીને ઉક્તિ. ભોજકૃત 'શૃંગારમંજરી કથા' જેવી કૃતિઓમાં, કેવી યુક્તિથી પુરુષને વશ કરી તેનું દ્રવ્ય હરી લેવું તેનું ધંધાદારી શિક્ષણ અક્કા વેશ્યાને આપે છે, એ વિષય છે.

ઉદા૦ ૫. मुणीसिम 'અનિયમિત' રીતે ઘડાયો છે. मनुष्य-નું પ્રા. मणूस-; पुरिस-ની અસર નીચે मणूस-નું मुणीस-; ને ભાવવાચક-इम-(સ્ત્રી.) પ્રત્યય લાગી मुणीसिम=मनुष्यत्व.

નિ૦ ૪. હેમચંદ્ર, ઘણુંખરું જ્યાં (અંગ+ઉમેરણ) એવી રીતે નામિક રૂપ છૂટું પાડી શકાય ત્યાં જ ઉમેરણને વિભક્તિ-પ્રત્યય ગણતા જણાય છે. ને જ્યાં માત્ર અંગનો અંત્ય સ્વર જ વિકાર પામ્યો હોય ત્યાં માત્ર અંગવિકાર થયેલો ને વિભક્તિ-પ્રત્યય લુપ્ત થયેલો માને છે. આમાં એક સપ્તમી એકવચનનું રૂપ અપવાદ જણાય છે. આથી અકારાંત પુંલ્લિંગ–નપુંસકલિંગના પ્રથમા એકવચનમાં नरु, कमलु જેવાં રૂપ नर-, कमल-ના અંત્ય અકારનો ઉકાર બનતાં સિદ્ધ થયાં છે ને તેમાં પ્રથમા એકવચનનો કોઈ પ્રત્યય લાગેલો નથી એવું પ્રતિપાદન છે. પુંલ્લિંગ પ્રથમા બહુવચનમાં પણ नरा જેવામાં પ્રત્યય લુપ્ત ગણી અંત્ય સ્વર દીર્ઘ બન્યો ગણ્યો છે.

ઐતિહાસિક તેમ જ અર્વાચીન પૃથક્કરણની દૃષ્ટિએ પ્રથમાના उ, આ પ્રત્યય જ ગણાય. સં. नरः–પ્રા. नरो (સં. नरो याति જેવામાં વપરાતા नरःના સંધિરૂપ પરથી) અને नरोના અંત્ય ओનું ઉચ્ચારણ નબળું પડતાં नरŏ દ્વારા नरु. એ જ પ્રમાણે સં. कमलम्—कमलं નું *कमलŏ ને પછી कमलु; नराः નું नरा. नावइ–પ્રા. नव्वइ એ સં. ज्ञा-નું કર્મણિ રૂપ છે. મૂળ અર્થ 'જણાય છે.'

ઉદાહરણનો વિષય સૂચવે છે કે એ કોઈ જૈનેતર–બ્રાહ્મણીય પરંપરાની રામાયણવિષયક અપભ્રંશ રચનામાંથી લીધેલું ઉદ્ધરણ હોય. છંદ જોતાં એ મૂળ રચના અપભ્રંશ પૌરાણિક કાવ્યોની જેમ સંધિબદ્ધ હોય. છંદ ષટ્પદી પ્રકારનો ૧૨+૮+૧૨ (પહેલું–બીજું, ચોથું–પાંચમું ને ત્રીજું–છઠ્ઠું ચરણ પ્રાસબદ્ધ) એવા માપનો છે. સંધિ–કડવક–યમકમાં વહેંચાયેલાં અપભ્રંશ મહાકાવ્યમાં કડવકને અંતે આવતી (પ્રાચીન ગુજરાતીના વલણ જેવી) 'ઘત્તા'માં ઉપરના જેવી ષટ્પદીઓ વપરાતી. બ્રાહ્મણીય પરંપરાની કોઈ અપભ્રંશ કૃતિ હજી મળી નથી, એ દૃષ્ટિએ પ્રસ્તુત ઉદાહરણનું સારું એવું મહત્ત્વ છે. ચતુર્મુખ (અપ. ચઉમુહ) નામે એક અપભ્રંશ મહાકવિના ઉલ્લેખો તથા તેની રામાયણ–મહાભારત–વિષયક રચનાઓમાંથી ટાંચણો મળે છે, તે જોતાં આ ઉદાહરણ તેના કોઈ કાવ્યમાંથી લેવાયું હોવાની પણ સંભાવના છે.

નિં૦ પ. પુંલિંગ પ્રથમા એકવચનમાં નામનો અંત્ય સ્વર उને બદલે વિકલ્પે ओ થતો હોવાનું કહ્યું છે. नरु ને બદલે नरो. ખરી રીતે તો नरो રૂપ શુદ્ધ પ્રાકૃત છે, ને માત્ર नरु એ જ શુદ્ધ અપભ્રંશ છે. પણ ઉપર કહ્યું તેમ અપભ્રંશ કાવ્યોમાં વચ્ચે વચ્ચે કોઈ કોઈ અંશમાં પ્રાકૃતપ્રચુર ભાષાનો ઉપયોગ થતો,

તથા છંદની જરૂરિયાત હોય ત્યાં અપભ્રંશને બદલે પ્રાકૃત રૂપ મુકાતું. પાછળ ભારવાચક वि (=अपि) હોય ત્યારે પણ સંધિ-પ્રભાવે ઓકારાંત રૂપ વાપરવાનું વલણ હતું. એટલે ખરેખર તો ઓકારાંત રૂપો અપભ્રંશમાં થતા પ્રાકૃત રૂપોના મિશ્રણનાં જ સૂચક છે.

जो ને सो નામિક રૂપો નથી, સાર્વનામિક છે, જ્યારે અહીં તો નામિક રૂપાખ્યાન પ્રસ્તુત છે. પહેલા બીજા પુરુષ સર્વનામોનાં તથા ઇતર સર્વનામોનાં કોઈ કોઈ રૂપના અપવાદે, સર્વનામોનાં રૂપાખ્યાન નામ જેવાં જ છે.

૧૬મા ઉદાહરણમાં પણ આવું છે.

<u>ઉદા૦ ૭.</u> ठाउનું મૂળ વૈદિક स्थाम ‘સ્થાન’ છે. स्थाम—ठामु—ठावँु—ठाउ. પ્રશિષ્ટ સંસ્કૃતમાં ન જળવાયા હોય પણ વૈદિક ભાષામાં હોય એવાં કેટલાંક રૂપો, શબ્દો, પ્રત્યયો ને પ્રયોગો અપભ્રંશમાં મળે છે. અપભ્રંશના પાયામાં રહેલી બોલીઓમાં વૈદિક સમયની બોલીઓનો પરંપરાએ વારસો જળવાયો હોવાના આ પુરાવા છે. ठाउ રૂપ મધ્યદેશીય છે. ગુજરાતીમાં મૂળનો મકાર જળવાઈ રહે છે. એટલે પશ્ચિમી રૂપ ठामु થાય. અર્વા. ગુજ. ‘ઠામ.’

<u>ઉદા૦ ૮.</u> पिअ એ પ્રત્યયલુપ્ત ષષ્ઠીનું રૂપ છે. (જુઓ નિયમ ૧૯) છંદ ખાતર पिअ-मुह-कमलु સમાસને તોડી વચ્ચે जोअंतिहेँ મૂકી દીધો હોય એવું લાગે છે.

<u>ઉદા૦ ૯.</u> પ્રાકૃત—અપભ્રંશમાં સંસ્કૃતની ચતુર્થી ને ષષ્ઠી એક બની ગઈ છે, એટલે महु અહીં ચતુર્થી અર્થે છે. दिअहडा =दिअह-+-डा. दिअह—<સં. दिवस-. દ્વિસ્વરાંતર્ગત व ના લોપનાં

બીજાં ઉદાહરણ માટે તથા -स्- > ह्- એ પરિવર્તન માટે જુઓ વ્યાકરણ.

पवसंतेण, नहेण, ताण, गणंतिएँ અને जज्जरिआउ પ્રાકૃત ભૂમિકાથી ચાલ્યાં આવેલાં રૂપો છે. અપભ્રંશ માટે पवसंतें, नहें, ताहँ, गणंतिहें ને जज्जरिअउ એવાં રૂપ લાક્ષણિક ગણાય. એ રીતે આ દોહાની ભાષા પ્રાકૃત તરફ ઢળતી છે. ताण गणंतिएँમાં गण –ક્રિયાપદને યોગે કર્મવિભક્તિને બદલે સંબંધવિભક્તિનો પ્રત્યય વપરાયો છે. સંસ્કૃતની અને અપભ્રંશની સંબંધવિભક્તિના અલગ અલગ પ્રદેશો હતા.

નિ૦ ૭. આ નિયમમાં નામના અંત્ય સ્વરનું જ પરિવર્તન નહીં, વિભક્તિપ્રત્યય સહિતના અંત્ય સ્વરનું પરિવર્તન આપેલું છે. -इ (तलि) ને -ऍ (तलें) એમ બે પ્રત્યયો છે, તેનો ખુલાસો એવો છે કે સંસ્કૃત--પ્રાકૃતનો સપ્તમી એકવચનનો -ए અપભ્રંશમાં શરૂઆતમાં હ્રસ્વ (-ऍ) બને છે અને પછીથી -इ. આ પરિવર્તન પ્રથમા એકવચનના -ओ > -ओँ > -उ ને મળતું છે.

ઉદા૦ ૧૦. घल्ल- નો 'ફેંકવું, નાખવું' અર્થ અર્વા. ગુજ.માં બદલાયો છે. 'ઘાલવું' એટલે 'ખોસવું'. 'નાખવું'ના 'ફેંકવું'ને 'ખોસવું' એ બે અર્થો પણ આ સંબંધમાં ધ્યાનમાં લેવા જોઈએ.

संमाणेइમાં આખ્યાતિક અંગને પ્રત્યય સાથે જોડનારા સંયોજક સ્વર તરીકે अ નહીં, પણ ए છે. છંદમાં –⏑ એવા અંતવાળો શબ્દ જોઈતો હોય ત્યારે કેટલીક વાર એ વપરાય છે. પ્રાકૃતમાં एવાળાં રૂપોનો વિશેષ પ્રચાર હતો. મૂળે ए સંસ્કૃત દસમા ગણના –अयમાંથી ઊતરી આવ્યો છે. खलाइँ—પુંલ્લિંગને બદલે નપુંસકલિંગ. જુઓ. નિયમ ૧૦૧.

ઉદા૦ ૧૨. 'ખોડી' એ દ્રમ્મ, કાકિણી, વરાટિકા કે કપર્દિકા (='કોડી') વગેરે જેવો પહેલાં પ્રચલિત એક ચલણી સિક્કો હતો. ૨૦ કોડીની એક કાકિણી કે ખોડી મધ્ય-કાળમાં થતી.

નિ૦ ૯. આ નિયમથી હવે વિભક્તિ-પ્રત્યયોનું પરિવર્તન અપાય છે. તે નિયમ ૩૩ સુધી ચાલુ રહે છે.

પ્રાપ્ત અપભ્રંશ સાહિત્યમાં પંચમી એકવચનમાં °હુ કે °હોં પ્રત્યયાંત રૂપો જ મળે છે. °हे- પ્રત્યયાંત રૂપો મળતાં નથી.

गृण्हइમાં મૂળનો ઋકાર જળવાઈ રહ્યો છે. वज्जेइ, करेइ— આવાં રૂપ માટે ઉદા૦ ૧૦માં संमाणेइ ઉપરનું ટિપ્પણ જુઓ.

जिवँ એ जिमનું રૂપાંતર છે (નિ૦ ૬૬.) जिम માટે જુઓ નિ૦ ૭૦.

चूरु એ નામ चूर् ધાતુ પરથી પ્રાકૃત—અપભ્રંશ ભૂમિકામાં સધાયેલું છે. જુઓ વ્યાકરણ.

નિ૦ ૧૧. સંસ્કૃતના स्-અંતી અંગો (मनसः, सरसः) ઉપરથી ષષ્ઠીનો °हो (કે °હુ) પ્રત્યય ઊતરી આવ્યો છે (मणसो, सरसो >मणहो, सरहो). °હુની અસર નીચે સં. जनस्य પરથી થયેલા પ્રા. जणस्सનું અપભ્રંશમાં जणस्सु થયું ને કેટલાંક સાર્વનામિક રૂપોમાં સકાર એકવડો થતાં °सु પ્રત્યય સધાયો (तस्सु▷तसु). હેમચંદ્ર °હુ પંચમી પૂરતો જ આપે છે. પણ સાહિત્યમાં ષષ્ઠીના પ્રત્યય તરીકે એ તે સુપ્રચલિત છે.

ઉદા૦ ૧૬. तसु सुजणस्सु—પ્રાકૃતઅપભ્રંશમાં ષષ્ઠી એ સંસ્કૃત ચતુર્થી ને ષષ્ઠી બંનેનું કામ કરે છે.

बलिकर् ‘બલિદાન આપવું’. ‘બ્લિરૂપ’ કર્મણિ વર્તમાન પહેલો પુરુષ એકવચન. સરખાવો ઉદા૦ ૯૨.

નિ૦ ૧૨. સં. °સ્-અંતી અંગોનું ષષ્ઠી બહુવચનમાં °સામ્ થાય; પ્રાકૃતમાં °સં, પછી °હૅં. सहनुं અપભ્રંશમાં સામાન્યતઃ સહૅં થાય છે. (નિ૦ ૮૨.૧૫). પણ અહીં सह એમ ને એમ વપરાયું છે. प्रायोधिकारात्.

ઉદા૦ ૧૭. આ એક અન્યોક્તિ છે. વાત સંગ્રામ ખેલતા સુભટોની છે. કાં તો તેમની સહાયતાથી સ્વામી વિજય મેળવે છે, કાં તો તેઓ સ્વામીની સાથે જ પડે છે.

નિ૦ ૧૩. ૧૩, ૧૪, ૧૫, ૧૭ એ નિયમો ઇકારાંત-ઉકારાંત અંગો વિશે છે. સાહિત્યમાં અકારાંત નામોનાં પણ °હૅં પ્રત્યયાંત ષષ્ઠી બહુવચનનાં રૂપો મળે છે.

ઉદા. ૧૯. गरुआ એ ढोल्ला सामला ની જેમ પ્રથમાદ્વિતીયા એકવચનનું આકારાંત રૂપ છે. ઉત્તરાર્ધમાં જ जुत्तउ જેવું રૂપ સાથોસાથ વપરાયું છે એ ધ્યાનમાં રાખવાનું છે. क्रि ને બદલે किँ (એક માત્રા) છંદ જાળવવા. પ્રાચીન સાહિત્યમાં ધવલ (=જાતવાન બળદ)ને જાતવાન સ્વામીભક્ત સેવકના પ્રતીક તરીકે અન્યોક્તિઓમાં વાપરવાની પ્રથા હતી.

ઉદા૦ ૨૦ मेल्ल- દેશ્ય છે. ગુજરાતીમાં સૌરાષ્ટ્રમાં ‘મેલવું’ =‘મૂકવું’. माणुसहँ એ સંસ્કૃત ચતુર્થીને સ્થાને ષષ્ઠી છે. रण्ण-માં अरण्य-નો આદ્ય સ્વર લુપ્ત થયો છે. વિશેષ માટે જુઓ ઉદા૦ ૬૦ પરનું ટિપ્પણ. रण्ण- પરથી ‘રાન’. ‘રણ’ નો સંબંધ रण्ण- સાથે નથી, પણ વૈદિક इरिण સાથે છે.

ઉદા૦ ૨૧. परिहणु સીધો परिधान- ઉપરથી નથી. परि+धा પરથી ધાતુ परिह- 'પહેરવું', ને તે પરથી નામ परिहण- 'પહેરણ.' अग्गलय-સંસ્કૃત अग्र-, પ્રા. अग्ग-ને ल- તથા य-(< क) પ્રત્યય લાગીને થયો છે. 'આગળ' अग्गल માંથી છે. અહીં વિશિષ્ટ અર્થમાં વપરાયો છે. શામળમાં 'ગુણ- આગળો'=ગુણથી અધિક –ચડિયાતો. गृहंति-અપભ્રંશમાં પ્રકારભેદે ऋ ને સંયુક્ત र જળવાઈ રહે છે. જુઓ નિ૦ ૬૭.

ઉદા૦ ૨૨. મૂળ પદ્યની એક જ પંક્તિ આપેલી હોવાથી અર્થ અધૂરો લાગે છે. છંદ પદ્ધડી. માપઃ ૪+૪+૪+˘–˘=૧૬ માત્રા.

ઉદા૦ ૨૩ अग्गिएँमां एं હ્રસ્વ—એક માત્રાનો છે. वाएंमां બે માત્રાનો. પૂર્વાર્ધમાં उण्हउँ છે, ને ઉત્તરાર્ધમાં सीअला (એક-વચન) છે. સરખાવો ઉદા૦ ૧૯, गरुआ ને जुत्तउ. उण्हत्तणु–त्तण-પ્રત્યય માટે જુઓ નિ૦ ૯૪.

ઉદા૦ ૨૪. विप्पिय= અપરાધ. છંદ ખાતર તંનું तँ. સરખાવો ઉદા૦ ૧૯માં किँ તથા ઉદા૦ ૯૧માં करतुँ, અહીં પણ પૂર્વાર્ધમાં आरउ ને ઉત્તરાર્ધમાં दड्ढा છે. સરખાવો ઉપર ઉદા૦ ૨૩ તથા ૧૯. ૧૮થી૨૧ એ નિયમો નામના સર્વસામાન્ય રૂપાખ્યાનને લગતા છે.

નિ૦ ૧૯. હેમચંદ્રના પ્રતિપાદન પ્રમાણે ઘોડામાં 'આ'કાર છે, તે પ્રત્યય નથી, પણ નિયમ ૩ પ્રમાણે સિદ્ધ થયેલો છે,

ઉદા૦ ૨૫. सिक्खेइ, तिक्खेइના ए માટે જુઓ ઉદા. ૧૦ પરનું ટિપ્પણ. वम्मह (સં. मन्मथ-) ને वम्म (સં मर्म) એ રૂપોમાં આદ્ય म>व् એવું પરિવર્તન વૈરૂપ્યનું (dissimilation) ઉદાહરણ છે.

°સહુનો ઉકાર હેમચંદ્રને મતે પ્રત્યય નથી, પણ સ્વરવિકાર છે. જુઓ નિયમ ૨૪.

ઉદા૦ ૨૬. गय-कुंभइँ એમ गयने સમસ્ત પણ ગણી શકાય. એમ કરતાં अइमत्तहँ चत्तंकुसहँ એ વિશેષણોનું વિશેષ્ય છૂટું હોવાને બદલે સમાસનું અંગ બની ગયું ગણવાનું રહે. આવા પ્રયોગો અમુક ધોરણે શિથિલ ગણાય, તો પણ પ્રશિષ્ટ સંસ્કૃતમાં ને પ્રાકૃત-અપભ્રંશમાં તે પ્રચલિત હતા. ટીકાકારો सापेक्षत्वेऽपि गमकत्वात् साधुः 'સમસ્ત શબ્દ સંબંધની અપેક્ષા રાખતો હોવા છતાં સમજાય જાય તેમ હોવાથી સાચો પ્રયોગ' કહીને તેમને સ્વીકારી લેતા. પણ પ્રત્યયરહિત ષષ્ઠીના ઉદાહરણલેખે ગણાવા માટે गय ને છૂટું પદ લેવું જરુરી છે. ઉપરાંત જુઓ ઉદા૦ ૮, ૮૪.

અહીં अम्हारामां म्ह સંયુક્ત વ્યંજન નથી, હિન્દી न्ह્ની જેમ તેને સાદો વ્યંજન ગણવાનો છે. એથી अनी એક જ માત્રા છે. આથી ઊલટું ઉદા. ૪૨માં गिम्हुमां म्ह સંયુક્ત વ્યંજન ગણવાનો છે. રકારયુક્ત વ્યંજનોના આવા જ ઢીલા ઉચ્ચારણ માટે જુઓ ઉદા૦ ૪૭.

ઉદા૦ ૨૮. ત્રણ માર્ગ તે સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં જાણીતી ત્રણ રીતિઃ વૈદર્ભી, ગૌડી ને પાંચાલી. એક સુકુમાર, બીજી વિચિત્ર, ત્રીજી મધ્યમ. છંદ વસ્તુવદનક (કે વસ્તુક કે કાવ્ય) —પાછળથી ૧૧ ને ૧૪ માત્રાએ યતિ સાથે તે રોળા તરીકે જાણીતો. માપઃ ૬+૪+૪+૪+૬=૨૪ માત્રા.

નિયમ ૨૨થી ૨૬ સ્રીલિંગ અંગોના રૂપાખ્યાનને છે.

ઉદા૦ ૩૦. છંદ સ્કંધક જણાય છે-સ્કંધકમાં ૪+૪+૪=૧૨ અને ૪+૪+⏑–⏑– ⏑+૪=૨૦ મળીને ૩૨ માત્રા હોય છે. અહીં પહેલી ૭ માત્રા તૂટે છે. બાકીનો ૨૬ માત્રાનો ટુકડો છે. ભાષા પ્રાકૃત છે. ઉદા૦ ૬૪, ૬૨, ૧૬૪ એ પણ અપભ્રંશને બદલે શુદ્ધ પ્રાકૃત ઉદાહરણો છે.

ઉદા૦ ૩૧. विनु સ્થાન कराहँ પછી છે, પણ अंधारइ પછી તેને ઘટાવીએ તો જ ઉત્તરાર્ધ સાથેનો વિરોધ ચોટથી પ્રગટ કરી શકાય. 'શું દૂર સુધી ન જોઈ શકે?' એમ પણ અર્થ લઈ શકાય.

છંદ : ૧૩+૧૨ માત્રાનો છે. ૬+૪+૩ અને ૪+૪+૪ એમ ગણવિભાગ છે.

ઉદા૦ ૩૨. છંદ માત્રાસમક. માપ : ૪+૪+⏑ –+ –=૧૬ માત્રા.

ઉદા૦ ૩૩. अक्खणउँ न जाइ —વિશિષ્ટપણે અપભ્રંશ પ્રયોગ છે. અમુક ક્રિયા કરવાની અતિ કઠિનતા, અશકિત કે અશક્યતા દર્શાવવા અપભ્રંશમાં, તે આખ્યાતના હેત્વર્થ કૃદંત સાથે न અને जा 'જવું'નાં વર્તમાન કાળનાં રૂપ વપરાય છે. અર્વા. ગુજ-ને હિંદીમાં સ્વરૂપ અને અર્થના ફેરે એ પ્રયોગ ઊતરી આવ્યો છે. આપણે ત્યાં હેત્વર્થને બદલે ભૂતકૃદંત સાથે નકાર કે પ્રશ્નાર્થક અવ્યય તથા 'જવું'નું રૂપ કે વર્તમાન કૃદંત વપરાય છે ('જોયું જતું નથી', 'ખાધાં કેમ જાય?' 'સહ્યું નહોતું જતું' વગેરે). હિંદીમાં ભૂતકૃદંત સાથે 'जाना' સહ્યભેદ (Passive Voice) સિદ્ધ કરે છે (कहा जाता है । क्या किया जायँ ।). આ પ્રયોગનાં બીજાં ઉદાહરણો માટે જુઓ વ્યાકરણ.

મધ્યકાલીન ને જૈન સંસ્કૃત ગ્રંથોમાં પણ कटरि આશ્ચર્ય-દ્યોતક ઉદ્‌ગાર લેખે વપરાયો છે. कटारનું મૂળ રૂપ कट्टार હોવું જોઈએ. શુદ્ધ અપભ્રંશ ભૂમિકામાં પ્રાકૃતની જેમ સ્વરાંતર્ગત ट् શક્ય નથી. સ્વરાંતર્ગત क्, च्, ट्; त्, ख्, घ् વગેરે અપભ્રંશોત્તર ભૂમિકાની લાક્ષણિકતા છે. હેમચંદ્રના કેટલાંક ઉદાહરણોમાં આવો અર્વાચીનતાનો પાસ દેખાય છે. સરખાવો कटरि, वप्पीकी વગેરે. જુઓ વ્યાકરણ.

मुद्दडहेમાં સ્વાર્થિક -ड- છે. જુઓ નિ. ૮૬. विच्चि=વચ્ચે. હિંદી 'બીચ.' જુઓ નિ. ૮૨.૨૫.

છંદ રડ્ડા. એ 'માત્રા' અને દોહા એ બે છંદોના સંયોજનથી થાય છે. પહેલી કડી માત્રાની ને પછીની કડી દોહાની. બંને મળીને એકાત્મક વાક્ય કે ભાવ વ્યક્ત કરતા હોય. માત્રા છંદનું માપ : પાંચ ચરણ; પહેલું, ત્રીજું ને પાંચમું ચરણ પંદર માત્રાઓનું; બીજું ને ચોથું બાર માત્રાનું; પહેલા ચરણની પંદર માત્રાનો ગણવિભાગ : ૩+૪+૩+૫, ત્રીજું તથા પાંચમું ચરણ : ૩+૩+૪+૫; બીજું તથા ચોથું ચરણ ૫+૪+૩. ઘણુંખરું પહેલું ચરણ મુક્ત હોય છે, ને ત્રીજું ને પાંચમું પ્રાસબદ્ધ હોય છે. હેમચંદ્રના ઉદાહરણોમાં ૩૩મું રડ્ડામાં ને ૧૬૦મું તથા ૨૦૭મું માત્રા છંદમાં છે.

<u>ઉદા૦ ૩૪.</u> હેમચંદ્ર बालहेंનો સંબંધ ત્રીજા ચરણ સાથે લઈ, તેને પંચમીનું રૂપ ગણે છે, પણ તેનો સ્વાભાવિક સંબંધ ચોથા ચરણ સાથે જ છે; 'લોકો, જાતને જાળવજો. બાળાના સ્તન વિષમ બન્યા છે.' દેહલીદીપન્યાયે बालहेने ત્રીજા ને ચોથા બંને ચરણો સાથે પણ જોડી શકાય. जे છંદ ખાતર હ્રસ્વ
વાનો છે. अप्पणा એકવચન છે. સરખાવો હિંદી ...

કો. છંદ કર્પૂર. માપ : ૨૮ માત્રા. પંદર માત્રાએ યતિ. (૪+૪+૪+૩=)૧૫ + (૬+૪+⏑⏑⏑=૧૩) = ૨૮. આ પદ્ય પ્રખ્યાત વિદ્યાવિલાસી પરમાર રાજા મુંજનું બનાવેલું છે. ઉદા૦ ૧૦૦, ૧૩૭ તથા ૧૮૪ પણ મુંજકૃત છે.

ઉદા૦ ૩૫. ઉદાહરણમાં હિન્દીની જેવાં પ્ર. એક.વ.નાં ઘણાં આકારાંત રૂપો છે.

लज्जेज्जंને સં. વિધ્યર્થ 'एयं-(गच्छेयम्) પ્રત્યયાંત પહેલા પુરુષ એકવચન પરથી આવેલું અને તુને વાક્યયોગી ગણ્યાં છે. વિધ્યર્થનાં એવાં રૂપ અપભ્રંશ માટે ઘણાં અસાધારણ ગણાય. તુને બદલે ંત હોય તો लज्जेज्जंत સળંગ શબ્દ ગણી શકાય. એ રીતે તેને लज्ज्ના ક્રિયાતિપત્ત્યર્થે વપરાયેલા કર્મણિ વર્તમાન કૃદંત તરીકે ઘટાવી શકાય.

ઉદા૦ ૩૬ જૂઠાં શુકન દેનારો છે એમ માનીને નાયિકાએ કાગડાને ઉડાડ્યો ને તે જ ઘડીએ તેણે એકાએક પ્રવાસેથી આવી રહેલા નાયકને જોયો. આથી તેનાં અરધાં બલોયાં વિરહજન્ય કૃશતાને કારણે હાથમાંથી નીકળી જઈ ભોંય પર પડ્યાં; જ્યારે બાકીનાં અરધાં પિયુના અણધાર્યા આગમને હર્ષાવેશથી થયેલા શરીરવિકાસને કારણે તડાક દઈને તૂટી ગયાં.

આ દોહાના પાછળથી થયેલા રૂપાંતરમાં અરધાં બલોયાં કાગડાનાં ગળામાં પરોવાઈ ગયાંની વાત છે ('આધા વલયા કાગ-ગલ ').

ઉદા૦ ૨૭. નિ. ૨૭ અને ૨૮ નપુંસકલિંગનાં વિશિષ્ટ પ્રત્યયો આપે છે. અર્વાચીન ભારતીય-આર્ય ભાષાઓમાં નપુંસકલિંગ માત્ર ગુજરાતી, મરાઠી ને કોંકણીમાં અને ભદ્રવાહીમાં જળવાઈ રહ્યું છે. આવાં કેટલાંક લક્ષણોને

કારણે ગુજરાતી હિન્દી કરતાં અપભ્રંશની વધુ સમીપ હોવાનું જોઈ શકાય છે. °आइँवाळां રૂપ પરથી ગુજરાતી નપું. બ. વ.નો -આં ('સારાં,' 'પાંદડાં') આવ્યો છે. असुलहमेच्छण=अलसुह+एच्छण. વચ્ચેનો મકાર સંધિમૂલક છે. પ્રાકૃતમાં તે કેટલીક વાર સમાસમાં પાછળનો અવયવ સ્વરથી શરૂ થતો હોય ત્યાં મળે છે. एच्छण (=इच्छण) इच्छ्नुं હેત્વર્થ કૃદંત છે. જુઓ નિ૦ ૯૭. આવા પ્રયોગોમાં પાછળથી આર્વાચીન ભાષાઓ સામાન્ય કૃદંત વાપરે છે. (ગુ. 'ઇચ્છવું,' હિં. 'ઇચ્છના'). એ રીતે આવાં -अण-અંતી રૂપો હિન્દી करना, રાજસ્થાની करणो, મરાઠી करणेंનાં પુરોગામી છે.

નિ૦ ૨૮. અહીં જે રૂપનું પ્રતિપાદન કર્યું છે, તે પરથી ગુજરાતી નપુંસકલિંગ એકવચનનું ઉં–અંતી રૂપ('કર્યું'' 'સારું', 'છોકરું'') ઊતરી આવ્યું.

હેમચંદ્ર પ્રમાણે નામના વિભક્તિ-પ્રત્યયો અને રૂપાખ્યાન નીચે પ્રમાણે છે:

| અકારાંત પુંલ્લિંગ | | | નરનાં રૂપાખ્યાન | |
|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
| પ્રથમા / દ્વિતીયા | ० | ० | नरु, नरो, नर | नर |
| તૃતીયા | અનુસ્વાર, ण | हिँ | नरे, नरेंण | नरहिँ, नरेंहिँ |
| પંચમી | हेँ, हु | हुँ | नरहेँ; नरहु | नरहुँ |
| ષષ્ઠી | स्सु, सु, हो,० | हँ, ० | नरस्सु, नरसु, नरहो, नर. | नरहँ, नर |
| સપ્તમી | इ, एँ | हिँ | नरि. नरेँ | |

| | | | |
|---|---|---|---|
| સંબોધન | ० | हें | नर | नरहें |

ઉપરાંત આમાં જ્યાં જ્યાં છૂટું કે પ્રત્યયની પૂર્વે नर છે ત્યાં ત્યાં વિકલ્પે नरा પણ થઈ શકે છે.

### અકારાંત નપુંસકલિંગ

| | સામાન્ય. અંતે क-પ્રત્યયવાળાં | | કમલનાં રૂપાખ્યાન | કમલકનાં રૂપાખ્યાન |
|---|---|---|---|---|
| | બહુવચન | એકવચન | બહુવચન | એકવચન |
| પ્રથમા, દ્વિતીયા | इँ | उँ | कमलइँ, कमलाइँ. | कमलउँ |

બાકીના પ્રત્યયો અકારાંત પુંલિંગ પ્રમાણે.

બાકીનાં રૂપો नर પ્રમાણે.

### અકારાંત ને ઉકારાંત પુંલિંગ गिरिનાં રૂપાખ્યાન

| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
|---|---|---|---|---|
| તૃતીયા | ए, ण, અનુસ્વાર | | गिरिएँ, गिरिण, गिरिं | |
| પંચમી | हें | | गिरिहें | |
| ષષ્ઠી | (हें), ० | हुँ, हँ, ० | गिरिहें, गिरि | गिरिहुँ गिरिहँ गिरि |
| સપ્તમી | हि | हुँ, हिँ | गिरिहि | गिरिहुँ गिरिहिँ |

બાકીના પ્રત્યયો અકારાંત પુંલિંગ પ્રમાણે. गिरिને બદલે गिरी બધે આવી શકે છે. साहुનાં રૂપાખ્યાન ઉપર પ્રમાણે.

### સ્ત્રીલિંગ પ્રત્યયો — बालનાં રૂપાખ્યાન

| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
|---|---|---|---|---|
| પ્રથમા, દ્વિતીયા | ० | उ, ओ | बाल | बालउ, बालहो |

| | | | | |
|---|---|---|---|---|
| તૃતીયા | एँ | हिँ | वालएँ | वालहिँ |
| પંચમી } ષષ્ઠી | हेँ | हु | वालहेँ | वालहु |
| સપ્તમી | हि | हिँ | वालहि | वालहिँ |
| સંબોધન | ० | होँ | वाल | वालहोँ |

वालને બદલે બધે वाला આવી શકે છે. मइ, नइ, घेणु, वहू-નાં રૂપાખ્યાન ઉપર પ્રમાણે.

હેમચંદ્રે જેમની નોંધ લીધી ન હોય તેવાં રૂપો વિશે જુઓ વ્યાકરણ.

નિ૦ ૨૯. ૨૯થી ૫૫ સુધીના નિયમોમાં સાર્વનામિક રૂપાખ્યાનની વિશિષ્ટતાઓ નોંધેલી છે. કેટલેક સ્થળે હેમચંદ્રે સાહિત્યમાંથી ઉદ્ધૃત કરીને નહીં, પણ તૈયાર કે 'ઘડી કાઢેલાં' હોય તેવાં ઉદાહરણો મૂકી દીધાં છે—પોતે ઘડી કાઢ્યાં હોય, કે પછી પહેલાંનાં વ્યાકરણોમાંથી લીધેલાં હોય. પ્રસ્તુત નિયમનાં ઉદાહરણો એ પ્રકારનાં છે. તેવું જ ૪૬, ૪૯ ( કદાચ ), ૫૧, ૬૧, ૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૪, ૭૬, ૭૯, ૮૦, ૯૬, ૯૭, ૯૮, ૧૧૧, ૧૨૨, ૧૨૪, ૧૨૯, ૧૩૦, ૧૩૧, (નિ૦ ૮૨–૧ અને ૮૨નાં ઉદાહરણ,) ૧૯૪, ૧૯૫, અને ૧૯૭ ને ૧૯૮ ( કદાચ ) એ ઉદાહરણોનું છે.

ઉદા૦ ૩૯. यस्मात्, जम्हा < जहाँ. होंतउ એ हो (સં. > भव्) 'હોવું'નું વર્તમાન કૃદંત. આવા પ્રયોગોમાં તે પંચમીના અનુગ તરીકે કામ કરે છે. આપણા 'થી', 'થકી' ને સ્થાને એ છે. नयरहों होंतउ 'નગરમાંથી'.

आगदो શૌરસેની રૂપ છે. આવી અસરવાળા પ્રયોગો ૧, ૪૭, ૬૭, ૬૮, ૬૯, ૭૬, ૭૯, ૯૭, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૨૩, ૧૬૦, ૨૦૭ એ ઉદાહરણોમાં મળે છે.

ઉદા૦ ૪૦. तुहृउ અને नेहडा એકસાથે વપરાયા છે. જુઓ નિ૦ ૩ પરનું ટિપ્પણ.

तिल-तारनो અર્થ વૃત્તિકાર ઉદયસૌભાગ્યગણી 'તલ જેવી સ્નિગ્ધ જેની તારા (=કીકી) છે તે' એમ નાયકનું સંબોધન લે છે. પિશેલ તેને લુપ્તપ્રત્યય ષષ્ઠી ગણીને तहों સાથે સાંધે છે. વૈદ્ય તેનો 'જેમાં કીકી તલ જેવી સ્નિગ્ધ છે તેવો=તીવ્ર' એમ અર્થ લઈ नेहडाના વિશેષણ તરીકે ઘટાવે છે. અપભ્રંશ મહાકાવ્ય પુષ્પદંતકૃત મહાપુરાણમાં ૭૫,૬,૧૩ ઉપરના ટિપ્પણમાં तिलरिणનો અર્થ स्नेहऋण કરેલો છે.

ઉદા૦ ૪૧. यस्मिन् > जम्हि > जहिँ.

ઉદા૦ ૪૨. 'વિરહિણીનું' વર્ણન. ભોંયપથારી માઘમાસ જેટલી ઠંડી. તલના છોડ માગશરમાં બળી જાય. કમળ શિશિરના હિમે મ્લાન થાય.

ઉદા૦ ૪૪. जासु. અહીં ષષ્ઠી સંસ્કૃત ચતુર્થીના અર્થમાં છે. ठाउ માટે જુઓ ઉદા૦ ૭ પરનું ટિપ્પણ.

ઉદા૦ ૪૫. अवसरि निवडिअइ સતિ સપ્તમી છે.

ઉદા૦ ૪૬. કામચલાઉ ઉદાહરણો.

ઉદા૦ ૪૭. चिट्ठदि, करदिનો °दि નિ૦ ૬૫ પ્રમાણે. भ्रान्तिना तૃમાં રકારપ્રક્ષેપ થતાં भ्रंत्रि. ध्रु અને त्रं પ્રાપ્ત અપભ્રંશ સાહિત્યમાં નથી મળ્યાં. (૧) વર્તમાન ત્રી. પુ. એકવચનનો °दि પ્રત્યય (૨) प्रंगणि ને भ्रंत्रिમાં રકારની જાળવણી તેમ જ પ્રક્ષેપ અને (૩) ध्रुं ને त्रं એ રકારવાળાં તેમ જ અસાધારણ ને વિરલ રૂપો સૂચવે છે

કે ઉદાહરણમાં રજૂ થયેલો અપભ્રંશભેદ વિશિષ્ટ છે.

त्रं ને तंમાં રકારપ્રક્ષેપ થયેલો માની ઘટાવી શકાય. ध्रुનો ધ્વનિદૃષ્ટિએ जं સાથે સંબંધ બાંધવો અશક્ય છે. ध्रुवम् ઉપરથી તે હોય અને ખોટી રીતે जं સાથે તેને સાંકળી દેવાયો હોય એવી શંકા જાય છે. ઉદા૦ ૧૮૮માં પણ ध्रुं વપરાયો છે. ત્યાં जं અર્થ થઈ શકે તેમ નથી. ध्रुवम् લેતાં અર્થ બરોબર બેસી જાય છે. ध्रुમાં સંયોગનો ઉચ્ચાર ઢીલો છે. જુઓ ઉદા૦ ૨૬.

સંદર્ભ વિના અર્થ સ્પષ્ટ ન થાય. પણ ધ્વનિ એવો સમજી શકાય કે મારો પતિ ઘરઆંગણમાં દેખાય તેટલો સમય જ તે રણભૂમિમાં નથી હોતો. ઘરબહાર જાય ત્યારે તેને રણભૂમિમાં જ જવાનું હોય.

ઉદા૦ ૪૮. बोल्लिअइ વિધ્યર્થનો ભાવ છે. ગુજરાતીમાં તે વ્યાપક છે. 'એવું ન બોલીએ'. निव्विहइ રૂપાન્તર निव्वहइ પરથી ગુજરાતી 'નભે.' ઉદાહરણ એક કહેવતરૂપ છે. છંદદૃષ્ટિએ એ દોહાનું ૧૩ માત્રાવાળું ચરણ છે.

ઉદા૦ ૪૯. કામચલાઉ ઉદાહરણો.

નિ૦ ૩૬. સાહિત્યમાં પુંલ્લિગમાં एहु જ મળે છે. કવચિત્ एકાર હ્રસ્વ હોય છે ને લેખનભેદે इहु પણ હોય છે. મૂળ સં. एषः. इहु પરથી હિંદી यह. નપુંસકલિંગમાં एउ, ऍउ, इउ વિશેષ મળે છે.

ઉદા૦ ૫૧. કામચલાઉ ઉદાહરણ.

નિ૦ ૩૮. વૈદિક બોલીઓમાં एषःના ए°ની જેમ વધુ દૂરના પદાર્થ માટે ओ° સર્વનામ હતું. *ओपः = ઓલો. *ओपः પરથી આવેલો ओ, उहु અપભ્રંશમાં વપરાયેલો છે. હેમચંદ્રે તેની

<u>ઉદા૦ ૬૬</u> बहुअ-માં સ્વાર્થે क(=अ) પ્રત્યય લાગ્યો છે. જુઓ નિ૦ ૮૮.

<u>ઉદા૦ ૬૭.</u> કામચલાઉ. ઉદાહરણો તુમ્ર સાહિત્યમાં નથી મળતું, પણ तुध्दु મળે છે. आगदो ને तुम्र એ પ્રાચીન અપભ્રંશ-ભેદનાં સૂચક. होंतउ માટે જુઓ ઉદા૦ ૩૯ પરનું ટિપ્પણ.

<u>ઉદા૦ ૬૮.</u> આ ઉદાહરણ પણ રચી કાઢ્યું હોવાની છાપ પાડે છે. એક દોહામાં જ ત્રણે રૂપો ગૂંથી લીધાં છે. વૃત્તિકાર उपेत्य='પાસે આવીને' એવો અર્થ ઘટાવે છે. उत्पत्तिं કયું રૂપ છે અને આ સંદર્ભમાં તેનો શો અર્થ છે તે સ્પષ્ટ નથી. પિશેલ વૃત્તિકારને અનુસરીને उत्पाद्य 'ઉપજાવીને' અને વૈદ્ય उत्पद्य 'ઉત્પન્ન થઈને' એમ અર્થ લે છે.

<u>ઉદા૦ ૬૯.</u> કામચલાઉ ઉદાહરણો. तुम्हासु ઠિઅં પ્રાકૃત છે.

<u>નિયમ ૪૯થી ૫૫.</u> પહેલા પુરુષ સર્વનામનાં વિશિષ્ટ રૂપો આપે છે.

<u>નિ૦ ૫૦.</u> अम्हइँનો હકાર 'હમે' જેવા ઉચ્ચારણમાં જળવાઈ રહ્યો છે.

<u>ઉદા૦ ૭૨.</u> થોવાનું મૂળ, સં. स्तोक- પ્રા. થોઅ છે. બે સ્વર વચ્ચે यश्रुति આવી છે.-डअ- પ્રત્યય લાગીને ગુજ. 'થોડું' થયો.

<u>ઉદા૦ ૭૩.</u> अंवण-, સં. अम्ल-, પ્રા. अंव-, નામધાતુ अंव 'ખાટું કરવું', ક્રિયાવાચક નામ अंवण. અનુમાને 'ખટસવાદ' અર્થ કર્યો છે. બીજો પ્રયોગ મળે તો જ સ્પષ્ટ અર્થ બેસે. લાઇવિ–સર. મરાઠી लावणें.

<u>ઉદા૦ ૭૪.</u> કામચલાઉ ઉદાહરણો.

<u>ઉદા૦ ૭૫.</u> मइँ जाणिउँ અપભ્રંશનો લાક્ષણિક રૂઢિપ્રયોગ છે. વિક્રમોર્વશીયના ચોથા અંકમાં આવતાં અપભ્રંશ પદ્યોમાં પણ આ

પ્રયોગ છે. હેમચંદ્રનાં ઉદાહરણોમાં બે વાર આવે છે (ઉદા૦ ૭૫, ૧૭૩). અર્વા. ગુજ. બોલીઓમાં તે જીવંત છે, 'મેં જાણ્યું જે ભૂલી મુજને માત જો,' 'મેં વેલીએ એમ જાણ્યું કે સોડમાં દીવો મેલ'.

घर. સં. घा 'ધરાવુ' ઉપરથી ધાતુનામ घरा, घर. मिअंकु = મયંક. खय-गाल-.સર., 'ખેગાળો' 'લગનગાળો. ગાળો.' જુઓ નિયમ ૬૫.

ઉદા૦ ૭૬. કામચલાઉ ઉદાહરણો हॉंतउ માટે જુઓ ઉદા. ૩૯ પરનું ટિપ્પણ. गदो શૌરસેની રૂપ. જુઓ. નિયમ ૬૫.

ઉદા૦ ૭૭. दैंतहों = દેતાં, जुज्झंतहो = ઝૂઝતાં. जुज्झ- પરથી પાછલા વ્યંજનની અસર નીચે झुज्झ થતાં 'ઝૂઝ-વું'.'

વ્યાજસ્તુતિનું ઉદાહરણ છે. નિંદાના પરદા નીચે સ્તુતિ છે. દાનની સંપૂર્ણતામાં એટલી ઊણપ કે પત્ની આપી દેવી બાકી રહી. પૂર્ણ વીરતામાં એટલી ઊણપ કે સર્વ શત્રુનો નાશ કર્યો, પણ તલવાર તો બાકી રહી! બીજા શબ્દોમાં, અનન્ય દાનવીર ને યુદ્ધવીર.

पारक्कडं- ને मारिअड- માં સ્વાર્થિક -ड- પ્રત્યય છે. पारक्कडा ને अम्हहँ तणा એ सुमट સમજવા. હારજીતનો સમગ્ર આધાર માત્ર પ્રિય ઉપ જ છે. જીત થઈ હોય તો પ્રિયના પરાક્રમથી, હાર થઈ હોય તો પ્રિયના રણમાં પડવાથી.

ઉદા૦ ૭૯. કામચલાઉ ઉદાહરણ.

ઉદા૦ ૮૦. કામચલાઉ ઉદાહરણ, તે પણ પાકૃત.

નિયમ ૫૬ થી ૬૦ ...પ્રાતિક રૂપાપચાનની વિશિષ્

નિયમ ૫૬ થી ૬૦ સુધીમાં વર્તમાનકાળનાં પ્રત્યયો.

°हिँ પ્રત્યયમાંથી હકાર લુપ્ત થતાં પ્રા. ગુજ. °ઈં, પછી °इ અને પરિણામે '(તેઓ) કરે' જેવાં ત્રી. પુ. બહુવચનનાં રૂપ. करहिँ>करइ> 'કરે'. हिँ પ્રત્યય વિકલ્પે છે. વિકલ્પ (अ)न्त પ્રત્યય નો છે. ઉદાહરણ ૮૧માં જ खेल्लंति રૂપ છે.

ઉદા૦ ૮૨. 'ચાતક' માટે पप्पीअ, बप्पीह એ દેશ્ય શબ્દો છે. ગુજરાતીમાં 'બપૈયો', હિન્દી 'પપીહા'.

ઉદા૦ ૮૩. અન્યોક્તિ—કૃપણ ધનિકની પાસે વારંવાર યાચના કરનારને (કે ઉદાસીન, રૂપવતી સ્ત્રીની પાસે વારંવાર પ્રણયયાચના કરનારને) ઉદ્દેશીને.

ઉદા૦ ૮૪. गय मत्तहँ એમ અસમસ્ત ગણીને કેટલાક गजने ષષ્ઠી બહુવચનના રૂપ તરીકે લે છે. પણ मत्तगय એવા સમાસને છંદ ખાતર गयमत्त-એમ ઉલટાવવો પ્રાકૃતઅપભ્રંશમાં સ્વાભાવિક છે. એટલે गजने ષષ્ઠી તરીકે લેવાની જરૂર નથી. अब्भिड्नुं મૂળ आ+स्मिद्द 'સામે જવું', 'સામે થવું'. 'ભીડવું' નું મૂળ स्मिद्द 'જવું', 'અનાદર કરવો' છે.

નિ૦ ૫૮. °हु માંથી °ह લુપ્ત થતાં °उ, પછી 'કરો' જેવાં રૂપ. करहु>करउ> 'કરો.'

ઉદા૦ ૮૬. कड्ढउँ પરથી ગુજ. 'કાઢું'. अग्घइ 'લાયક હોય'.

નિ૦ ૬૦. °हुँ નો હકાર લુપ્ત થતાં પહેલો પું. બહુવચનમાં અર્વાચીન રૂપ *करु 'અમે કરીએ' એવું થાય. પણ તેને સ્થાને વિધ્યર્થ ત્રીજા પુરુષ એકવચનના °इअइ પ્રત્યયમાંથી આવેલો °इए આપણે વાપરીએ છીએ.

ઉદા૦ ૮૭. 'વળવું' એટલે મંદવાડમાં દૂબળું થયેલું શરીર ભરાઈને સારું થવું. 'શરીર વળવું' એ વિશિષ્ટ પણે ગુજરાતી

પ્રયોગ છે. ખાવાનું ન મળતાં દૂબળું પડેલું શરીર ખોરાકથી વળે, તેમ જે યુદ્ધપ્રિય હોય, તે યુદ્ધ વિના દૂબળો પડી જાય ને યુદ્ધ મળતાં શરીરે સારો થાય.

વર્તમાનકાળના પ્રત્યયો ને રૂપાખ્યાન :

| | પ્રત્યયો | | कर्‌નાં રૂપ | |
|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
| પહેલો પુરૂષ | उँ, मि | हुँ, मु. | करउँ, करमि करामि, | करहुँ, करमु (करामु વ.) |
| બીજો ,, | हि, सि | हु, ह. | करहि, करसि | करहु, करह |
| ત્રીજો ,, | इ. | हिँ, (अं)ति. | करइ | करहिँ, करंति |

નિ૦ ૬૧. આજ્ઞાર્થના વિશિષ્ટ પ્રત્યયો.

ऍ નું રૂપાંતર इ. પ્રા. ગુજ. માં इ પ્રત્યય છે. સૌરાષ્ટ્ર વગેરે પ્રદેશની બોલીઓમાં યશ્રુતિ તરીકે હજી પણ તે બચ્યો છે. ('કર્ય,' 'બોલ્ય,' પ્રાચીન करि, बोलि).

ઉદા૦ ૮૯. पत्तल-માં -ल-પ્રત્યય મત્વર્થીય છે.

ઉદા૦ ૯૦. सेल्ल-.ધ્વનિદૃષ્ટિએ સં. शल्य-માંથી સિદ્ધ થયો છે. તલવારનો ઘા શત્રુની ખોપરી ચીરી નાખે, ભાલાથી વીંધાઈ ને મરેલા શત્રુની ખોપરી આખી રહે. શબ્દો નાયકના ઘાની સચોટતાના ને તેની પરાક્રમશીલતાના દ્યોતક છે.

આજ્ઞાર્થ બીજા પુરૂષ એકવચનમાં ऍ, इ, उ, हि ને सु એ પ્રત્યયો ને करॅ, करि, कर, करहि, करसु એવાં રૂપો સમજવાં.

નિ૦ ૬૨. ભવિષ્યકાળની વિશિષ્ટતા.

રાતી 'ઝટપટ'મા મૂળનો 'ટ્' અવિકૃત જળવાઈ રહ્યો છે. 'ઝટપટ'ના મૂળમાં झट्टपट्ट ઉચ્ચારણ છે. સરખાવો પ્રાકૃત-અપભ્રંશ झड (त्ति) ને આપણું 'ઝટ.'

अच्छ्નો 'હોવું' ને 'બેસવું, રહેવું' એ બંને અર્થોમાં ઉદાહરણમાં પ્રયોગ થયો છે.

છંદ ખાતર करंतुનો अं સાનુનાસિક સ્વર તરીકે ઉચ્ચારવાનો છે – करँतु. 'કરતો' જેવાં અર્વાચીન રૂપોનું આ પુરોગામી હોય.

सવાળો ભવિષ્યકાળ ગુજરાતીમાં ઊતરી આવ્યો છે. ह-વાળા ભવિષ્યકાળનો વ્રજ, અવધી વગેરે પ્રાચીન હિંદી ભાષાઓને વારસો મળ્યો છે.

નિ૦ ૬૩. એક વિશિષ્ટ રૂપનું અને નિયમ ૬૪ (૧થી ૧૩) ધાત્વાદેશોનું પ્રતિપાદન કરે છે.

ખરી રીતે તો कीसु એ कर्-ના क्रि એવા કર્મણિ અંગ પરથી થયેલું ભવિષ્યકાળ પહેલા પુરુષ એકવચનનું રૂપ છે. વર્તમાનકાળનું નહીં. कीसु='(હું) કરાઈશ.' ઉચિત અર્થભારની દૃષ્ટિએ વિને બદલે જિની અપેક્ષા રહે છે.

નિ૦ ૬૪. માં વિશિષ્ટ ધાત્વાદેશો આપ્યા છે.

સં. પ્રભૂનો पहुच्च्- આદેશ થાય છે. ખરી રીતે તો पहुच्च् સંસ્કૃત પકારાંત ધાતુઓનાં રૂપોના સાદૃશ્યે સધાયો છે.

સં. सिच् પરથી सिक्तः, પ્રા. सित्तो—सिच्चइ
સં. वच् પરથી સં. उक्तः, પ્રા. वुत्तो—वुच्चइ વગેરેની જેમ
સં. प्रभूतः, પ્રા. पहुत्तो—पहुच्चइ.

અર્થ 'પૂરા પડવું', પર્યાપ્ત થવું' એવો નહીં, પણ 'આંબવું'

છેઅઉ — સ્વાર્થે અ ઉમેરાઈ છેદ્- પરથી છેદ્દક. અહીં 'હાનિ' એવો વિશિષ્ટ અર્થ છે.

નિ૦ ૬૪'૨. ब्रुव् રકાર જાળવી રાખતા અપભ્રંશવિશેષનું રૂપ છે. જુઓ નિયમ ૬૭. ૯૪-૯૫મા ઉદાહરણનો ब्रो, ૯૭માનો प्रस्सदि, ૯૮-માનો गृण्हेप्पिणु ને व्रतु પણ એ કોટિનાં છે. प्रस्सदिનો दि તથા व्रतुમાં જળવાયેલો અસાધારણ त પણ વિશિષ્ટ અપભ્રંશપ્રકારના સૂચક છે.

નિ૦ ૬૪'૩. આખા અપભ્રંશમાં न्न વ્યંજન આ वुन् ધાતુનાં રૂપો સિવાય ક્યાંયે મળતો નથી. અને તે રૂપે યે પ્રાપ્ત સાહિત્યમાં મળતાં નથી.

નિ૦ ૬૪'૪. प्रस्स પ્રસિદ્ધ અપ૦ સાહિત્યમાં દેખાતો નથી,

प्रस्स- ના મૂળાં पश्य છે. पश्य्નું पस्स् થવાને બદલે રકાર-પ્રક્ષેપથી ( જુઓ નિ૦ ૬૮) प्रस्स- થયું. °दि માટે જુઓ નિ૦ ૬૪·૨ પરનું ટિપ્પણ. ઉદાહરણપદ્ય નથી આપેલું. ઘડી કાઢેલું રૂપ જ આપી દીધું છે

નિ૦ ૬૪'૫. गृण्ह- અપ.માં ક્વચિત્ જળવાઈ રહેલા ઋકારનું ઉદાહરણ પૂરું પાડે છે. सुकृदु, घृण, कृदंत વગેરે આવાં બીજાં ઉદાહરણ છે. જુઓ વ્યાકરણ.

ઉદા૦ ૯૯. छोल्ल-નું કર્મણિ અંગ छोल्लिज्ज- અને તે પરથી વર્તમાન કૃદંત छोल्लिज्जंत-. પ્રાકૃત-અપભ્રંશમાં વર્તમાન કૃદંત ક્રિયાતિપત્ત્યર્થનાં વાચક પણ છે. छोल्लिज्जंत ને लहंत આનાં ઉદાહરણ. ગુજરાતીમાં પણ 'કરત,' 'જોત' વગેરે. °कमल्लि તૃતીયા એકવચનનું રૂપ છે. હેમચંદ્રે તૃ. એકવ. માટે 'इ પ્ર. નથી.

ઉદા૦ ૧૦૦. चूड-ને -उल्ल- અને -अ-પ્રત્યય લાગી (જુઓ નિયમ ૮૭) चूडुल्लअ- થયું છે. સં निहित-નું निहिअ થાય છે, તેમ સાદૃશ્ય-બળે निहित्त- થાય છે. સં. रज्-નું रज्जइ—रत्त-, સં. मुज्-નું मुज्जइ- मुत्त- અને એ બીજા પ્રમાણે સં. निश्धा-નું निहिज्जइ निहित्त. ઉપર નિ૦ ૬૪·૧ પરના ટિપ્પણમાંનું पहुत्त- તથા સં. जि-નું जिअ- ઉપરાંત जित्त- પણ આ જ રીતે સધાયું છે.

झलक्-ના મૂળમાં સં. ज्वल-છે. સં वाष्प-નું वप्फ- થવું જોઈએ, પણ અનિયમિત રીતે वाह- થાય છે. દીર્ઘ સ્વર પછી સંયુક્ત વ્યંજન એકવડો કરવાના (પાલિમાં જાણીતા) વલણનું આ ઉદાહરણ છે. ष्प્નો -फ्-અને પછી -ह्- થયો.

આ દોહો મુંજનો બનાવેલો છે. જુઓ ઉદા૦ ૩૪ પરનું ટિપ્પણ.

ઉદા૦ ૧૦૧. पेम्मु નો 'પ્રિયા' એવો અર્થ લેવો પડે છે. પણ પ્રતીતિજનક નથી.सव्वासण-रिउ-संभव=सर्वाशन-रिपु-संभव-; એટલે કે સર્વભક્ષી(=વડવાનળ)ના શત્રુ(=સમુદ્ર)માં જેનો જન્મ થયો છે તે —ચંદ્ર. પર્યાયોક્તિ છે. परिवृत्त—परिअत्त-માં વકારલોપ.

ઉદા૦૧૦૨. खुडुक्क-ને घुडुक्क-માં ધાતુનાં સાદાં રૂપ *खुड- ને *घुड- છે. *खुड- ઉપરથી ગુજ. 'ખડખડ-વુ'નો 'ખડ-' અંશ આવેલો છે. અર્થછાયા ફરી ગઈ છે. घुड-નો 'ઘડ-' ગુજ. 'ઘડ-ઘડાટ'માં છે.

वासारत्त-નું મૂળ સં. वर्षारात्र- છે. વર્ષારાત્ર=વર્ષાઋતુ. वर्षा-નું પ્રાકૃત-અપભ્રંશમાં वासा- થાય, તેમ વિશ્લેષથી वरिसा-પણ થાય. એ રીતે वर्षारात्र-નું वरिसारत्त- એવું રૂપ થાય ને પરથી वरसारत ને 'વરસાત,' 'વરસાદ.'

पवासुअ.प्र+वस्‌ને -उक- એ કર્તૃવાચક પ્રત્યય લાગી *प्रवासुक- થાય. તે પરથી पवासुअ. અર્થ 'પ્રવાસી' જ છે. વિસમા મધ્ય-દેશીય રૂપ છે. જુઓ નિ૦ ૩ પરનું ટિપ્પણ.

ઉદ્દા૦ ૧૦૩. अम्मि માતાનું તેમ સખીનું પણ સંબોધન છે. અહીં પહેલું લેવામાં અનૌચિત્ય છે. અર્વા. ગુજ.માં પણ 'હા, માડી, હા' 'હા, બાપુ, હા' એમ સમવયસ્કને વાત કરતાં કહેવાય છે.

संमुह પરથી सामुह ને પછી 'સામુ', 'સામે.' मज्जिउ એ હેમચંદ્ર (૪૩૯,૨), ઢુંઢિકાકાર, પિશેલ ને ગૈધ સમજે છે તેમ સંબંધક ભૂતકૃદંત નથી, પણ भज्जिअનું ટૂંકાવેલું સ્ત્રીલિંગ પ્રથમા બહુવચન છે. कंतह એ ષષ્ઠી અહીં તૃતીયા અર્થે છે. સરખાવો ગુજરાતી પ્રયોગ 'ઘરનો બળ્યો, ગામ બાળે', 'કોઈનો લીધો જાય, તેવો નથી', 'દૂધનો દાઝ્યો, છાશ ફૂંકીને પીએ', હાથનાં કર્યાં હૈયે વાગે' વગેરે. भग्ग= 'ભાગેલી,' 'નસાડેલી.' थंत्ति ને जंत्तिનો વિરોધ આમ અર્થ ઘટાવીને જ પ્રકટ કરી શકાય છે. કાંત સામે ટકી ન શકતી ગજઘટાઓ કરતાં પણ નિત્ય સંમુખ રહેતા પયોધર કઠોરતામાં ચડે છે.

ઉદ્દા૦ ૧૦૪. जा>जाव>यावत्. બીજાઓ जा=या અર્થ કરે છે—पुत्तें जाएं (તૃતીયા સપ્તમીના અર્થે) સતિ 'સપ્તમી'નો પ્રયોગ લઈને પણ અર્થ ઘટાવી શકાય. वप्पीकी એ वप्प-ને મત્વર્થીય -इक- પ્રત્યય લાગી સિદ્ધ થયેલા वप्पिक-ના સ્ત્રીલિંગ बप्पिकी પરથી क् એકવડો થઈ, પૂર્વ સ્વર દીર્ઘ થતાં, સિદ્ધ થયું છે. આ સંયોગલોપ ને પૂર્વસ્વર દીર્ઘભાવની પ્રક્રિયા અર્વાચીન ભારતીય-આર્ય ભૂમિકાનું લક્ષણ છે. અપભ્રંશ ભૂમિકા સુધી વિશિષ્ટ અપવાદે સંયુક્ત વ્યંજનો જળવાઈ રહ્યા હતા

હેમચંદ્રનાં ઉદાહરણોની ભાષામાં કેટલાંક આવાં અર્વાચીન રૂપો મળે છે – જુઓ 'વ્યાકરણ.'

मुम्हडीમાંથી -ड- પ્રત્યય કાઢી નાખતાં मुम्ही કે मुम्हि રહે. એ मुम्मि એવા ઉચ્ચારણ પરથી, ल्ह्>ल्ह्‌ની જેમ સિદ્ધ થયું હોય. चंप्=ચાંપવું.

ઉદા. ૧૦૫, तेवडु — જુઓ નિયમ ૭૬. આપણે 'ધૂધવે' ને બદલે 'ઘૂઘવે' વાપરીએ છીએ. ધાતુ જુદો છે. અહીંનો ધાતુ 'ધૂધકારો'માં જોઈ શકાય છે.

નિયમ ૬૫થી ૬૯માં કેટલીક ધ્વનિવિષયક લાક્ષણિકતાઓની નોંધ છે.

નિ૦ ૬૫. બે સ્વરો વચ્ચે રહેલા ક, ગ, ત, દ, પનો લોપ ને ખ, ઘ, ત, થ, ધ, ફ, ભનો હકાર થવાને બદલે ક, ત, પ, ખ, થ, ફનો ઘોષભાવ ને ગ, દ, ઘ, ધ, ભની અવિકૃતિ એ શૌરસેનીનાં લક્ષણ ગણાય. હેમચંદ્ર (કે તેના પુરોગામી અપભ્રંશ વૈયાકરણોના) આધારભૂત અપભ્રંશસાહિત્યમાં આવી પ્રક્રિયાવાળો એક અપભ્રંશભેદ પણ હતો એ કેટલાંક અન્ય સૂત્રોની નીચેનાં ઉદાહરણો પરથી પણ પ્રતીત થાય છે. જુઓ 'વ્યાકરણ'.

ઉદા૦ ૧૦૬. विच्छोह પરથી પ્રાચીન ગુજ.માં 'વછોહો'= વિયોગ, વિરહ. °करनु °गर થયું છે. 'કહ્યાગરુ' 'કામગરુ', 'કાજગરુ' વગેરેમાં આ જ જણાય છે. પણ ફારસી 'ડબગર', 'રફૂગર' વગેરે પણ ધ્યાનમાં રાખવા ઘટે. क्>ग् માટે અર્વા. ગુજ.નાં ઉદાહરણો નરસિંહરાવે નોંધ્યાં છે. જુઓ ગુજ. લેં, ઍં. લિટ. ૧, ૪૪૯–૪૫૦.

ઉદા૦ ૧૦૯. प्राप्-, अकृत-, प्रविश्-નાં पाव-, अगिय-ને पविस-

ન થતાં पाव-, अकिय- ને पइस- થાય છે.

ઉદા૦ ૧૧૦. कणिआर-માંથી સધાયેલું कणिआर- એવડો વ્યંજન એકવડો થયાનું ઉદાહરણ છે. જુઓ 'વ્યાકરણ.'

નિં૦ ૬૬. લક્ષણ વ્યાપક હોવાથી છૂટક શબ્દો જ ઉદાહરણ તરીકે આપ્યા છે. -म्- અવિકૃત રહેવો અને -म्-નો 'वँ' થવો એ જુદી જુદી બોલીઓની વિશિષ્ટતા હતી. વ્યાપક સાહિત્યભાષા તરીકે અપભ્રંશમાં જુદી જુદી બોલીઓનાં અતિ વ્યાપક લક્ષણોનું મિશ્રણ ઉત્તરોત્તર વધતું ગયું છે. હિંદી વિભાગની બોલીઓમાં म्>वँ લાક્ષણિક છે, ગુજરાતીમાં म् જળવાઈ રહે છે. ભૌંરા—ભમરો; જ્યોં, ત્યોં—જેમ, તેમ વગેરે અનેક ઉદાહરણો આપી શકાય.

નિં૦ ૬૭. આ ભેદ પણ મૂળે તો બોલીગત છે. અર્વાચીન ગુજરાતીમાં ઘણા શબ્દો એવા છે જેમાં મૂળનો સંયુક્ત રકાર જળવાઈ રહ્યો છે, જ્યારે હિંદીમાં તેનું સારૂપ્ય થયું છે. ભત્રીજો—ભતીજા, ભાદરવો—ભાદોં, છત્રી—છાતા, ત્રીશ—તીસ વગેરે

નિં૦ ૬૮. ગુજરાતીમાં આ વલણના ઉદાહરણ માટે જુઓ 'વાગ્વ્યાપાર,' ૨૧૧–૨૧૫. શ્રાપ (શાપ), સરાણ (શાણ), કરોડ (કોડિ) વગેરે જાણીતાં ઉદાહરણો છે.

ઉદા૦ ૧૧૩ હેમચંદ્રે અહીં ટાંકેલાં ઉદાહરણ જૈનેતર–વૈદિક પરંપરાના અપભ્રંશ સાહિત્યમાંથી છે. એવી કોઈ કૃતિ હજી મળી નથી. આવી. તેથી એમનું મહત્ત્વ ગણાય. ઉદાહરણ ૧૨૧, ૧૯૦, ૧૯૭, ૧૯૮ પણ આવાં જ છે. નિર્વે ઙ્ગિ જુઓ નિં૦ ૮૨-૧૪.

ઉદા૦ ૧૧૪. खंभ-નું મૂળ વૈદિક स्कम्भ 'ટેકો, આધાર' છે. स्तम्भ-માંથી 'થંભ' થાય છે. दिवें दिवें, खंभ, ठाम- સંબંધક ભૂતકૃદંતના प्पि, प्पिणु, તૃતીયા બ. વ. નો °एहिं, ગુણવાચક નામ સાધતો त्तण, प्पण પ્રત્યય વગેરે એવી સામગ્રી છે, જેનાં મૂળ વૈદિક સમયમાં છે ને જેને મળતું પ્રશિષ્ટ સંસ્કૃતમાં કશું નથી. અપભ્રંશનો થોડોક અંશ તેના પાયામાં રહેલી લોકબોલીઓ દ્વારા વૈદિક સમયની લોકબોલીઓમાંથી ઊતરી આવ્યો હોવાનું અનુમાન આવી સામગ્રીને આધારે કરાય છે.

નિ૦ ૬૯. સં. વ્યંજનાંત संपद्- જેવા સ્ત્રીલિંગ શબ્દો शाला જેવાં આકારાંત સ્ત્રીલિંગ નામોની અસર નીચે આકારાંત બની પ્રાકૃતમાં संपया વગેરે બને છે: संपया-નું અપભ્રંશમાં संपय ને પછી संपइ.

નિયમ ૭૦થી ૭૮ સર્વનામસંબધિત વિશેષણો, અવ્યયોને લગતા નિયમ ૮૨ તથા ૧૦૦ ઇતર અવ્યયો, કે શબ્દોને લગતા પરિવર્તન કે આદેશની નોંધ લે છે.

નિ૦ ૭૦. केम પરથી किम અને किध પરથી किह થયેલું છે. સં. एवं પરથી एम અને તેના સાદૃશ્યે केम વગેરે. પાછળના અપભ્રંશમાં નાસિક્ય વ્યંજન પૂર્વેના ए, ओ ને હ્રસ્વ કરવાનું વલણ છે. હ્રસ્વ ए, ओ ઘણી વાર इ, उ રૂપે પણ લખાતા એટલે कॅम, ऍमનાં कॅम, ऍम અને किम, इम. ગુજરાતીમાં તેમાંથી કાવ્યમાં વપરાતાં 'ક્યમ' 'ત્યમ', 'જ્યમ' અને બોલીમાં વપરાતાં 'ઇમ', 'કિમ', 'જિમ', 'કમ', 'જમ' આવ્યાં છે. 'જે', 'તે' ની અસરથી 'જેમ', 'તેમ' ઘડાઈને માન્ય ભાષામાં વપરાય છે.

किध વગેરે સં. कि- અંગ (किम् વગેરેમાં છે તે) અને -थ પ્રત્યયથી સધાયેલા *कि-थ જેવાં રૂપ પરથી છે. પ્રાચીન અપભ્રં-

શમાં किध, ઉત્તરકાલીનમાં किह.

ઉદા૦ ૧૧૭. समप्पउ એ समप्प्- 'સમાપ્ત થવું'નું આજ્ઞાર્થ ૩. પુ. એક વ. છે.

ઉદા૦ ૧૧૮. अन्नु-चि પરથી अन्न-इ. अनइ, 'અને' 'ને'. किवँ>હિંદી क्यों.

ઉદા૦ ૧૧૯. લોકસાહિત્યમાં આણંદ-પરમાણંદના દૂહા જાણીતા છે. તેમનાં મૂળ હેમચંદ્ર સુધી જાય છે એ પ્રસ્તુત દૂહો બતાવે છે. દૂહો પ્રશ્નોત્તરના રૂપમાં છે. जणु માટે જુઓ નિ. ૧૦૦.

નિ૦ ૭૧–૭૨. હેમચંદ્રે यादृश् ને यादृश-ના આદેશોમાં ભેદ પાડ્યો છે તે બરાબર નથી. यादृश- વગેરેમાં પ્રાકૃતમાં ज- વગેરે સાર્વનામિક અંગોની અસરથી जइस-.स्>ह એ પ્રક્રિયાથી *जइह-, પછી जेह- ને સ્વાર્થિક अ પ્રત્યય ભળીને जेहय- એવો વિકાસ છે.

ઉદા૦ ૧૨૧. मइँ भणियउ સાથે સરખાવો ચાલુ પ્રયોગમાં 'મેં કીધું', 'કહું છું કે' વગેરે લહેકા. વઢ માટે જુઓ નિ૦ ૮૨-૪૦. ઉદાહરણ હિંદુ પરંપરાના સાહિત્યમાંથી છે.

ઉદા૦ ૧૨૨. કામચલાઉ ઉદાહરણો.

નિ૦ ૭૩. વૈદિક इत्था પરથી इत्थ ને પછી પ્રા. कत्थ, तत्थ તેમ જ एत्थु, जेत्थु ને तेत्थु.

ઉદા૦ ૧૨૯. घडदि ને प्रयावदीની त्>द् ને प्र्>प्र એ પ્રક્રિયાઓ પ્રાચીનતાની સૂચક.

નિ૦ ૭૫. तावत्‌નો व, કોઈ કારણે અનુનાસિક થતાં तावँ. ताम, *तामु પછી ताउँ. સપ્તમીનો 'हिं' લાગી तानहिं

ઉદા૦ ૧૨૫. मद-गल 'મદઝરતા' ઉપરથી मयगल- >'મેગળ'. પગલે પગલે ઢોલ વાગે છે=બળના ગર્વમાં ધસધમતા ચાલે છે. નિ૦ ૭૬. તેવડ-નું મૂળ तेवड्ड- છે. એ રીતે આ સંયોગલોપનું ઉદાહરણ (ને અર્વાચીનતાનું લક્ષણ) છે. જુઓ 'વ્યાકરણ'.

तेवड्ड=ते+वड्ड-; वड्ड- (દેશ્ય)='વડું': 'મોટું'. तेवड्ड= 'તેવું મોટું'.'

ઉદા૦ ૧૨૮. છંદ સોળ માત્રાનો (૪+૪+૪+—⏑⏑) વદનક છે. પાછળથી તે 'ચોપાઇ' તરીકે જાણીતો થયો છે.

ઉદા૦ ૧૨૯. तेत्तुल- પણ મૂળ तेत्तुल्ल- છે. तेत्तुल्ल=ते+तुल्ल-. तुल्ल- <સં. तुल्य-. तेत्तुल्ल- 'તેના જેવું', 'તેના જેવા માપનું', 'તેટલું'- એ રીતે અર્થવિકાસ થયેલો છે.

નિ૦ ૭૮. अवरोप्परुમાં પહેલો અંશ સં. अपर-માંથી આવેલો છે.

ઉદા૦ ૧૩૨. जाहँ जोअंताहँના વિશિષ્ટ ષષ્ઠીના પ્રયોગ માટે જુઓ 'વ્યાકરણ'. સૂત્ર ૪૧૦થી ૪૧૨ ધ્વનિપરિવર્તનની કેટલીક વિશિષ્ટતાઓ નોંધે છે.

નિ૦ ૭૯. પ્રાકૃતમાં હ્રસ્વ ए ને હ્રસ્વ ओનું ક્ષેત્ર મર્યાદિત હતું. સંયુક્ત વ્યંજનોના પૂર્વવર્તી ए, ओ નિયમે કરીને, અને શબ્દાંત સ્થિતિમાં ક્વચિત્, હ્રસ્વ ઉચ્ચારાતા. અપભ્રંશમાં વિસ્તાર થયો છે. અંત્ય ए, ओ અપભ્રંશમાં નિયમે કરીને, અને અનંત્ય વિશિષ્ટ પરિસ્થિતિમાં હ્રસ્વ છે.

નિ૦ ૮૦. એ જ પ્રમાણે અનુનાસિકનો પ્રદેશ પણ વિસ્તૃત થયો છે– અંત્ય સ્થાને અનુસ્વાર નહીં, પણ સાનુનાસિક સ્વર ચ્ચારાય છે.

નિ૦ ૮૧. ગુજરાતીને म्ह >म्म એ પ્રક્રિયા અજાણી છે. જુઓ, 'ઘીમ' <गिम्ह, 'બામણ' <बम्हण, 'તમે'<तुम्ह- વગેરે.

નિ૦ ૮૨.૧. अवराइसના મૂળમાં *अपरादृश- છે.

નિ૦ ૮૨.૨. ચારે રૂપ રકાર જાળવી રાખે છે એ ધ્યાનમાં રાખવું. प्राइव એ प्राइम्व પરથી આવ્યું હોય. प्राइम्वનું મૂળ प्राउ एम्व=प्रायः एवम् હોય. पग्गिम्व કદાચ प्राग्+एवम् પરથી ઊતરી આવ્યું હોય. છંદ ૨૧ માત્રાનો રાસા છંદ છે. અગિયાર કે બાર માત્રા પછી યતિ અને અંતે ત્રણ લઘુ હોય છે. છંદ જાળવવા अन्ने ને तेना અંત્ય સ્વરોને હ્રસ્વ અને तं ને तँ બોલવા પડશે.

ઉદા૦ ૧૩૬. भ्रंतडी એ રકાર જાળવી રાખતું રૂપ છે. भ्रान्तिનું भ्रंति ને સ્વાર્થિક ड પ્રત્યય લાગતાં भ्रंतडी. मणिअडा માટે જુઓ નિ૦ ૮૭. अज्जु-वि પરથી अज्ज-वि ને પછી अजी થવું જોઈએ, પણ अद्य खलु પરથી अज्जुहु-अज्जहु (પ્રાચીન હિંદી 'અજહુ') ને 'હજુ' થયો, તેના હકારની અસરથી 'હજી' થયું.

ઉદા૦ ૧૩૭. ઉદયસૌભાગ્યગણિ, પિશેલ. વૈદ્ય વગેરે सरનો અર્થ 'સરોવર' કરે છે. તો संपेसिआ સાથે તેનો સંબંધ કોઈ રીતે ન ઘટે. દૃષ્ટિ-શરની સીધી ગતિને બદલે અશ્રુજલને પરિણામે આડી ગતિ દેખાય છે–થાય છે એવો અર્થ જ સ્વાભાવિક લાગે છે.

ઉદા. ૧૩૮. करेइ એ कारेइ એમ પ્રેરક તરીકે લેવાનું છે.

નિ૦ ૮૨.૩. अनु<अन्नु<अन्यद्. સંયોગલોપનું ઉદાહરણ. પ્રાચીન હિંદીમાં ('રામચરિતમાનસ' વગેરેની ભાષામાં) अनु ઘણો જાણીતો. પણ ત્યાં 'અને'નો અર્થ. અહીં 'અન્યથા,' 'નહીં તો'નો અર્થ,

ઉદા૦ ૧૩૯. ધુમ્મસને લગતી સુંદર ઉત્પ્રેક્ષા.

નિ૦ ૮૨·૪,૫. ततः > तओ > तउ > तो, > यतः > जआ > जउ જો એ બીબાં પ્રમાણે કરવ.

ઉદા૦ ૧૪૦. उल्हवइ. સં. उद्-'ભીનું કરવું' પરથી -र- પ્રત્યય લાગી *उद्र- થાય (સરખાવો सम्+उद्र = समुद्र-), તેમ- ल- પ્રત્યયથી *उद्ल- થાય. उद्ल- > પ્રા. उल्ल-, ओल्ल-. પ્રેરકનો -अव- પ્રત્યય લાગી उल्लव-, ओल्लव-. ल > ल्ह એ પ્રક્રિયાથી उल्हव-, ओल्हव-, 'ઓલવવું' ('હોલવવું').

નિ૦ ૮૨·૮,૯. सम=समान. એટલે समं 'સાથે' ઉપરથી આવેલા समु = समाणु 'સાથે.' ઘ્રુવુમાં રકાર જળવાઈ રહ્યો છે, નિ૦ ૬૭ અનુસાર.

ઉદા૦ ૧૪૧. पियहो परोक्खहो. અહીં ષષ્ઠી સતિ સપ્તમીના અર્થે છે. विनाशित-નો न्, विन्नासियमां છંદ ખાતર બેવડાયો છે. निन्नासिय- (>निर्णाशित-) કર્યું હોત તો એ છૂટ લેવી ન પડત.

ઉદા૦ ૧૪૩. होसइँ એ ઉત્તરકાલીન રૂપ છે. વ્યાપક અપભ્રંશમા होसहिं છે.

ઉદા૦ ૧૪૪. चइज्ज, भमिज्ज વિધ્યર્થ છે. જુઓ 'વ્યાકરણ.' આપણાં ભવિષ્ય આજ્ઞાર્થનાં ('કરજે', 'ભમજે') રુપોના મૂળમાં એ છે. दंसिज्जंत दंसनुं કર્મણિ વર્તમાન કૃદંત છે.

ઉદા૦ ૧૪૫ જેમ લવણ પાણીમાં ઓગળી જાય તેમ આ ગોરી, ઝૂંપડું સમું કરનારો વિદેશે હોવાથી, ચૂતા પાણીથી ભીંજાતાં, તેનું લવણ (=લાવણ્ય) વિરહદશામાં નષ્ટ થઈ રહ્યું છે, એવો ભાવાર્થ સમજાય છે.

ઉદા૦ ૧૪૬. वंकुडउ-માં હેમચંદ્રે ન નોંધેલો -उड-अ- પ્રત્યય છે. वक्र->वंक- + -उड-अ=वंकुडअ, પ્રા. ગુજ. वॉकुडउँ, 'વાંકડું'

નિ૦ ૮૨.૧૪,૧૬. दिविं-ના મૂળમાં વૈદિક दिवे છે. વૈદિક दिवे दिवेની જેમ અપભ્રંશમાં પણ दिविं दिविं છે. અર્વા. ગુજ. 'દિએ દિએ'. नाहिं ઉપરથી ગુજ. 'ના', પ્રા. હિંદી 'નાહી'.

ઉદા૦ ૧૪,૧૫.ओहट्ट-નું મૂળ अप+घट्ट- છે. 'ઘટવું' 'ઘાટો'માં એ ધાતુ છે. ओंहट्ट- પરથી 'ઓટ' (નામ). છંદ : ૧૩+૧૬ માત્રાનો છે. એકી ચરણો દૂહાનાં એકી ચરણો છે. બેકી ચરણો વદનકનાં છે.

નિ૦ ૮૭.૧૭,૨૧ पश्च-નું पच्छ-, સ્વાર્થિક પ્રત્યયથી पच्छअ ને સપ્તમીનું રૂપ पच्छए. एम्वइ નું મૂળ एमवि<एवम् + अपि છે. च+एव=चैव, પ્રાકૃત चेव, च्चेव ज्जेव, ज्जेअ, ज्जे પછી ज्जे जे ને ज्जि, जि, અર્વાચીન 'જ.' पच्चलिउનું મૂળ प्रत्यलीक હોય. अनीक એટલે 'મોરચો', 'આગલો ભાગ'. अलीक એટલે 'કપાળ'. આ ઉપરથી प्रत्यलीक એટલે 'વિરુદ્ધ' 'ઊલટું'. સરખાવો પ્રાકૃત पडिणीय (=प्रत्यनीक) 'વિપરીત'.

ઉદા૦ ૧૫૪. આપણે 'મીઠું' લાક્ષણિક રીતે 'અક્કલ'ના અર્થમાં વાપરીએ છીએ, જ્યારે પહેલાં लवण સુંદરતાનો લાક્ષણિક અર્થ ધરાવતું.सलवण 'સુંદર' અને તે પરથી અપ. सलोण-, सलोणय-, સ્ત્રીલિંગ सलोणी ને અર્વા. ગુજ. 'સલૂણું', 'સલૂણી'.

પિશેલ नव- ને સ્વાર્થિક °ख- પ્રત્યય લાગી नवख- થયું

સિદ્ધ થયું હોય, અને તો 'અનોખુ'માં 'લોપ'–'અલોપ' વગેરેની જેમ 'અ'નો પ્રક્ષેપ થયો હોય; અથવા નરસિંહરાવે બતાવ્યું છે તેમ अन्यपक्ष- ઉપરથી अन्नवक्ख- ને પછી આદ્ય સ્વરના લોપે नवक्ख-. આ બીજા વિકલ્પમાં એક મુશ્કેલી એ છે કે अन्नवक्ख-માં બેવડા न्न પૂર્વે અકારનો લોપ થયો માનવો પડે છે, નહીં તો *अन्नवक्ख-પરથી અર્વાચીન ભૂમિકામાં अन-वख- થયા પછી જ नवख-થઈ શકે, જ્યારે નવમી શતાબ્દી પહેલાંથી જ नवक्ख સધાયેલું છે.

નિ૦ ૮૨·૨૪. સં. उक्त-; ऊढ- જેવાનું પ્રાકૃત-અપભ્રંશમાં उत्त, ऊढ- થવું જોઈએ, પણ वच्-, वह्- એ મૂળ ધાતુઓની અસર નીચે वुत्त-, वूढ- થાય છે.

નિ૦ ૮૨·૨૫. विच्च- નો 'वर्त्मन्' સાથે ધ્વનિદૃષ્ટિએ તો સંબંધ નથી જ, પણ અર્થદૃષ્ટિએ પણ તે 'માર્ગ' કરતાં 'મધ્ય' સાથે સંબદ્ધ છે. હિંદી 'બીચ' અને આપણું 'વચ્ચે' એમાંથી આવ્યા છે. 'અધવચ' 'વચાળ' 'વચલુ' 'વચગાળો' 'વચમાં'ને 'વચેટ'માં પણ એ છે.

ઉદા૦ ૧૫૫. કાર્યસાધક સમર્થ પુરુષને સંબોધીને અન્યોક્તિ છે.

ઉદા૦ ૧૫૭. घंघल-ના અર્થ લેખે આપેલો झकट શબ્દ પણ પાછળથી સંસ્કૃતમાં લેવાયેલો દેશ્ય શબ્દ જ છે. झगड् ધાતુ 'કલહ કરવો' ના અર્થમાં છે. તેના પરથી થયેલા નામનું સંસ્કૃત રૂપ તે झकट-, ગુજ. 'ઝગડો.' અન્યત્ર घंघल– નો અર્થ 'સંકટ' મળે છે. અહીં પણ કદાચ મૂળના 'સંકટ'ને બદલે 'ઝકટ' એવો ભ્રષ્ટ પાઠ હોય. ઉદાહરણમાં માઠી દશાવાળાને આશ્વાસન છે. જગતમાં સુખની સાથે જ દુઃખ છે. ફીના સુંદર પ્રદેશો છે, તેમ સાંકડી નળના વાંકવળાંક પણ છે.

નિ૦ ૮૨·૩૦. સં. आत्मन्‌નું अप्पणु થયું, ને તે સ્વ-વાચક સર્વનામ તરીકે વપરાવા લાગ્યું. अप्पणुના 'પોતે' ને 'જાત' બંને અર્થ છે.

ઉદા૦ ૧૬૦. द्रेक्ख् અને पेक्ख કે पाह 'જોવું' એમના સંકરથી द्रेह्-ને તે પરથી નામ द्रेहि થયું હોય.

ઉદાહરણની ભાષા પ્રાચીન છે. નવમી શતાબ્દી પહેલાંના સ્વયંભૂમાં આ પદ્ય ઉદ્ધૃત થયેલું છે, પણ ત્યાં હેમચંદ્રમાં જળવાયાં છે તેવાં પ્રાચીન લક્ષણ નથી જળવાયાં.

છંદ : માત્રા. જુઓ ઉદા૦ ૩૩ પરનું ટિપ્પણ.

ઉદા૦ ૧૬૧. लेखडउમાં અપભ્રંશ ધ્વનિપ્રક્રિયા માટે અસામાન્ય ગણાય તેમ -ख જળવાઈ રહ્યો છે, તેનો 'હ' કે 'ઘ' નથી થયો. આ અર્વાચીન વલણ છે.

નિ૦૮૨·૩૪ कोड्ड- ઉપરથી આવેલા ગુજ. 'કોડ'માં અર્થ થોડોક ફરી ગયો છે. 'કૌતુક' ને બદલે 'અભિલાષા'ના અર્થમાં તે વપરાય છે.

ઉદા૦ ૧૬૪. અપભ્રંશ ને બદલે શુદ્ધ પ્રાકૃત ઉદાહરણ. છંદ અનુષ્ટુભ. ચરણદીઠ આઠ આઠ અક્ષર, પાંચમો લઘુ, છઠ્ઠો ગુરુ, સાતમો એકી ચરણોમાં ગુરુ, બેકીમાં લઘુ.

નિ૦૮૨.૩૬. रमण ઉપરથી रमण्य ને પછી रवण्ण.

ઉદા૦ ૧૬૭. શરીરને કુટીનું રૂપક આપ્યું છે. कुटी પરથી कुडी, તેના कुड- અંગને લઘુતાવાચક સ્વાર્થિક -उल्ल- લાગી, સ્ત્રીલિંગનો ई લાગતાં कुडुल्ली. जुअंजुअ-નું મૂળ સં. युतंयुत-તે પરથી 'જૂજવું' ('નામરૂપ જૂજવાં')= 'જુદું જુદું'. वहिणुअ-સં.

भगिनीनुं अनियमित वहिणी, तेना वहिण- અંગને સ્વાર્થિક -उअ- પ્રત્યય લાગીને वहिणुअ- સધાયો છે. 'નાનાલાલ' પરથી 'નાનુ', 'કેશવજી' પરથી 'કેશુ', 'હિમાંશુ' પરથી 'હિમુ' વગેરે લાડવાચક સંક્ષેપોમાં મૂળ આ જ પ્રત્યય છે. આઠમી શતાબ્દી લગભગના રાજસ્થાન-ગુજરાતના શિલાલેખોમાં -उक- પ્રત્યયવાળાં વિશેષનામો મળે છે ( कक्कुक, शीलुक વગેરે). છંદ ૧૬ માત્રાનો વદનક છે. જુઓ ઉદા૦ ૧૨૮ પરનું ટિપ્પણ.

ઉદા. ૧૬૮. પ્રેમપાત્રની પ્રાપ્તિનો વિચાર કર્યા કરે, પણ તે અંગે પાઈ પણ ખરચે નહીં તેની સરખામણી એવા 'ગેહેનદી' સાથે કરી છે, જે ભાલાનો ખરેખર રણભૂમિમાં ઉપયોગ કરવાને બદલે ઘરમાં બેઠો બેઠો જ મનના ઘોડા દોડાવે છે. છંદ વદનક. જુઓ ઉદા૦ ૧૨૮ પરનું ટિપ્પણ.

નિ૦ ૮૨.૪૧. જુઓ ઉદા૦ ૧૫૪ પરનું ટિપ્પણ.

ઉદા૦ ૧૬૯. अपूरइ कालइ=વણખૂટ્યે, કાચી ઉંમરમાં, આયુષ્ય પાક્યા પહેલાં, અકાળે.

નિ૦ ૮૨.૪૪. 'કેરું' ને 'તણુ' ગુજરાતીમાં ઊતરી આવ્યા છે. હવે તો માત્ર કાવ્યભાષા પૂરતા જ વપરાય છે. तृण-માં ઋકાર જળવાઈ રહ્યો છે.

નિ૦ ૮૨.૪૫. मब्भीसનું મૂળ मा भैषीः છે એ ખરું, પણ અર્થનો લક્ષણાથી વિકાસ થયો છે. 'બીશ મા' એ અભયવચન થયું, એટલે मब्भीस='અભયવચન', 'આશ્વાસન આપવું'.

નિ૦ ૮૨.૪૬. सं. यावद्+दृष्ट+इका; પ્રા. जाव+दिट्ठिआ, जाइट्ठिअ.

ઉદા૦૧૭૪. ઘુંટ-નો અર્થ 'ઘૂંટડો' નહીં પણ રવાનુકારી લેવાનો છે, એટલે જ 'ઘટ ઘટ'.

ઉ૦ ૧૭૬. लोमपटी>*लोवँवडी>*लोवडी>लोअडी. આ રૂપ મધ્યપ્રદેશના ધ્વનિવલણને અનુરૂપ છે. આપણે ત્યાં लोवडी પરથી 'લોણડી'.

उट्ठइ ને वइसइ પરથી અપભ્રંશભૂમિકામાં પ્રચલિત થયેલા વલણને અનુસરીને સ્ત્રીલિંગ ક્રિયાનામ. ગુજરાતીમાં 'માગ', 'ભાળ', 'પહોંચ', 'સમજ' વગેરે સ્ત્રીલિંગ નામો આ જ પ્રકારનાં.

ઉદા૦ ૧૭૭. એક જ પદ્યમાં સ્વાર્થે ડવાળા ત્રણ શબ્દો એક સાથે વપરાયા છે. ઉત્તરાર્ધમાં 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ જાણીતી કહેવત છે.

નિ૦ ૮૩. केहिं પરથી હિંદી के. પ્રાચીન ગુજરાતીમાં रेसि વપરાતું રહ્યું છે. तणेण એ મૂળ तणेण कारणेण 'ને કારણે' પરથી.

નિ૦ ૮૪. पुनः–पुनो–पुणो–पुणु એવો વિકાસક્રમ. विनानुं विणा ને विण થવું જોઈએ, પણ સાદૃશ્યે विणु થયું છે. અર્વાચીન 'વણ'=વિના, તેમ જ નઞર્થક પૂર્વપ્રત્યય (જેમ કે 'વણનોતર્યો', 'વણબોલ્યો'). પદ્યની મૂળભૂત ગાથા માટે જુઓ પરિશિષ્ટ.

નિ૦ ૮૫. अवश्य> अवस्स>अवस એવો વિકાસક્રમ છે. સરખાવો सहस्र>सहस्स>सहस. તૃતીયાનો પ્રત્યય લેતાં अवसें.

ઉદા૦ ૧૮૦. अधीन પરથી અર્ધતત્સમ अहिन्न- થયું છે. તે પરથી અર્વા. 'આધીન'. આમ 'આધીન' એ 'પરાધીન' વગેરે પરથી માત્ર તારવેલું ન પણ હોય; અર્વાચીન ઘડતરનું નહીં, પણ પરંપરાગત અને તેથી 'શુદ્ધ' હોય.

છંદ : ૨૭ માત્રાનો કુંકુમ. એ દ્વિપદી છે. ૧૫મી માત્રા પછી યતિ. માપ : ૧૫+૧૨; ગણવિભાગ : ૪+૪+૪+૩ અને ૪+૪+૪.

આ પદ્ય 'પરમાત્મપ્રકાશ'માં પણ મળે છે, જુઓ પરિશિષ્ટ. નિયમ ૮૭થી ૯૪માં કેટલાક તદ્ધિત પ્રત્યયો આપ્યા છે.

નિં૦ ૮૭. પ્રત્યય -अड- ને -उल्ल- છે; તેમને મૂળ સૂત્રમાં -डड- ને -डुल्ल-રૂપે આપેલા છે. આગળ ઉમેરાયેલો ડકાર પારિભાષિક છે. સ્વરથી શરૂ થતા પ્રત્યયો કે આદેશોના આરંભે એવું સૂચવવા માટે ડકાર મૂકે છે કે એ પ્રત્યયો લાગતાં તેમની પૂર્વેનો સ્વર–અંગનો અંત્ય સ્વર લુપ્ત થાય છે. આવા પ્રત્યયોનું પારિભાષિક નામ ડિત્ છે. ડિત્ -अड- એટલે એવો -अड- પ્રત્યય, જે લાગતાં અંગનો અંત્ય સ્વર લુપ્ત થાય છે. दोस+अड=दोस्+-अड-=दोसड-. આ પ્રત્યયો 'સ્વાર્થે' લાગે છે — 'સ્વઅર્થે' લાગે છે. એટલે કે એ પ્રત્યયો લાગતાં અંગના મૂળ અર્થમાં કશો ફરક પડતો નથી. પ્રત્યયસહિત કે પ્રત્યયરહિત અંગનો અર્થ એકનો એક રહે છે, એટલે તે સ્વાર્થિક પ્રત્યયો પણ કહેવાય છે. ખરી રીતે તો એવા પ્રત્યયો આત્મીયતા, વહાલ, લાડ, લઘુતા, હીનતા, અપકર્ષ વગેરે ભાવછાયાઓ સૂચવવા વપરાતા થાય છે. પછી અતિ પરિચયથી તેમની એ અર્થછાયાઓ ઘસાઈ જતાં તે સ્વાર્થિક પ્રત્યયો બની જાય છે — માત્ર અંગવિસ્તારક પ્રત્યયો બની જાય છે.

સંસ્કૃતમાં क પ્રત્યય (बालक વગેરેમાં) પ્રચારમાં હતો. તેમાંથી આવેલા -अ- પ્રત્યયનો પ્રદેશ પ્રાકૃત–અપભ્રંશમાં અતિવિસ્તૃત બન્યો. અપભ્રંશમાં તો લગભગ ગમે તે અંગનો -अ- પ્રત્યયથી વિસ્તાર કરવાનું વલણ છે. ગુજરાતીના 'છોકરો' ને

હિંદીના 'લડકા' એ પ્રકારનાં અંગો અપભ્રંશના સ્વાર્થિક -अ- પ્રત્યયને આભારી છે. ગુજરાતીમાં વર્તમાનકૃદંતો, ભૂતકૃદંતો ને 'વિકારી' વિશેષણો વગેરેમાં આ -अ- પ્રત્યય છે.

-उल्ल- પ્રત્યય, પછીથી -उल->-अल- એમ ગુજરાતીમાં ઊતરી આવ્યો છે. मोरुल्लउ> 'મોરલો.'

ખરી રીતે -अड- અને -उल्ल- એકલા નથી વપરાતા. -अडय- ને -उल्लय- એમ -अ- પ્રત્યયના સંયોગે જ તે મળે છે. જુઓ પછીનો નિયમ

હેમચંદ્રનાં ઉદાહરણોનો આધારભૂત અપભ્રંશ વિવિધ કક્ષાનો હોવાનું જણાય છે. સ્વયંભૂ, પુષ્પદંત જેવાની પ્રશિષ્ટ અપભ્રંશ કૃતિઓ ઉપરાંત લૌકિક સાહિત્યમાંથી પણ ઉદાહરણો લેવાયેલાં છે. -अड- પ્રત્યયનો છૂટે હાથે વપરાશ એ હેમચંદ્રના સમયની સમીપની લોકબોલીનું લક્ષણ હોય એમ લાગે છે. એવા પ્રત્યયવાળા શબ્દો ધરાવતી ભાષા—વધુ આ તરફની—વધુ જીવંત છે. આપણાં લોકગીતોમાં ड, ल વગેરે સ્વાર્થિક પ્રત્યયો-વાળા શબ્દો છૂટથી વપરાયેલા છે ('રાતલડી', 'વીજલડી', 'ગરબડિયો', 'ઝાળીડાં', 'ચૂંદડલી', 'નણંદલ', 'પરોણલા', 'પાણીડાં' વગેરે અનેકાનેક), તે પરથી આવું અનુમાન કરી શકાય છે. ગુજરાતીના અંગવિસ્તારક પ્રત્યયો માટે જુઓ 'અનુશીલનો', પૃ. ૨૧૦—૨૧૯.

<u>ઉદા૦ ૧૮૩</u>. वलुल्लडउમાં -उल्ल-, अड- ને -अ- એમ ત્રણ પ્રત્યયો સાથે છે. જણાવેલાં કારણો નાયકને વારંવાર યુદ્ધમાં સંડોવે તેવાં—તેને ઘરથી સતત દૂર ને જોખમમાં રાખે તેવાં છે.

નિ૦ ૮૯–૯૦. સ્વાર્થિક પ્રત્યયોનું સ્ત્રીલિંગ ઈ પ્રત્યયથી સાધવાનો નિયમ આપ્યો છે. घूली જેવા શબ્દ પરથી घूलडिअ બને છે. તે હેમચંદ્ર પ્રમાણે —घूलीअडअ–*घूलडअ-. घूलडअ-ને સ્ત્રીલિંગનો ई નહીં, પણ आ પ્રત્યય લાગે છે, અને તે લાગતાં તેની પૂર્વેના अनो इ થાય છે. घूलडअ-ને ડિત્ आ લાગતાં घूलडआ ને પછી घूलडिआ.

ખરી રીતે તો -अडअ- પ્રત્યયનું સ્ત્રીલિંગ -अडिअ- થાય થાય છે. સં. -(अ)क- પ્રત્યયનું સ્ત્રીલિંગ -इका છે. (बालक-, बालिका-) તે પ્રમાણે गौर પરથી *गोरडअ- ને સ્ત્રીલિંગ गोरडिआ થાય. *गोरडिआનું અંત્ય સ્વરના હ્રસ્વભાવના નિયમ પ્રમાણે गोरडिअ, અને इअનો ई એમ સ્વરસંકોચની પ્રક્રિયાને લીધે गोरडी એમ વિકાસક્રમ છે.

ઉદા૦ ૧૮૫. झुणि (<ध्वनि પું.) અપભ્રંશમાં સ્ત્રીલિંગ બન્યો છે. કેટલાંક ઇકારાંત પુલ્લિંગ નામો આવી રીતે ઇકારાંત સ્ત્રીલિંગ નામોની અસર નીચે આવેલાં છે. ગુજ. 'આગ' (સ્ત્રી.) <આગિ <अग्गि <अग्नि – આનું બીજું ઉદાહરણ છે. ગુજ. ને હિંદીમાં धून સ્ત્રીલિંગ છે. હિંદીમાં તો આની અસરથી ફારસી મૂળનો आवाज પણ સ્ત્રીલિંગ છે. અપભ્રંશમાં મૂળના લિંગ-તંત્રના થયેલા પરિવર્તન માટે જુઓ નિયમ ૧૦૧.

નિ૦ ૯૩. જુઓ ઉદા૦ ૧૨૯ પરનું ટિપ્પણ. ઉદાહરણો કામચલાઉ.

નિ૦ ૯૪. °પ્પણનું મૂળ વૈદિક °त्वन છે. °त्वन-ના -°त्व-નો દ્વિવિધ વિકાસ થાય છે. ઉચ્ચારણમાં ઓષ્ઠ્યતા પ્રધાન રહેતાં વની ઓષ્ઠ્યતા ને त्‌ની અઘોષતા મળીને -त्व-

>ष्प्- એવો વિકાસ થયો છે, ને દંત્યતા પ્રધાન રહેતાં -त्न्->-त्त- એવો વિકાસ થયો છે. આથી °त्वन-માંથી °प्पण-ને °त्तण- પ્રાપ્ત થાય છે. 'નાનપણ', 'મોટપણુ', 'પોતાપણું', 'બાળપણુ' વગેરેમાં 'પણ,' 'પણુ'. 'શૂરાતન', 'પુરુષાતન', 'હેવાતન'માંનો 'તન' અપભ્રંશ ઉપરથી નથી પણ 'આયતન' ઉપરથી બન્યો છે.

નિયમ ૯૫થી ૯૯ કેટલાક કૃત્ પ્રત્યયોને લગતા છે.

નિ૦ ૯૫. સં. °तव्य-, °इतव्य- પરથી સ્વાર્થિક -अ- ઉમેરાઈને અપભ્રંશના પ્રત્યયો થયા છે. °एव्वउँ પરથી °एवउँ>°इवउँ> °अवुँ>°वुँ (करेव्वउँ > करेवउँ>करिवउँ>करवुँ>करूवुँ) એવો વિકાસ થયો છે.

ઉદા૦૧૮૮. રકાર જાળવતાં રૂપો ધ્યાનમાં રાખવાં.

ધ્રુ માટે જુઓ ઉદા૦ ૪૭ પરનું ટિપ્પણ. સંદર્ભ વિના અર્થ અસ્પષ્ટ રહે છે.

ઉદા૦ ૧૮૯. અતિશય અનુરાગને ભાગે સહન કરવાનું પણ ઘણું હોય છે. रत्त- શ્લિષ્ટ છે. 'રાતું' ને 'અનુરક્ત' બે અર્થ.

ઉદા૦ ૧૯૦. सोएवा, जग्गेवा ક્રિયાવાચક નામ તરીકે વપરાયાં છે. 'સૂવું', 'જાગવું'.

નિ૦ ૯૬. °इ પ્રત્યયવાળા સંબંધક ભૂતકૃદંતો પરથી અર્વાચીન હિંદીના પ્રત્યયરહિત રૂપો (मार कर, बोल कर વગેરેમાંનાં मार, बोल) પ્રાપ્ત થયાં છે. °इउ પ્રત્યયવાળાં રૂપો પરથી ગુજરાતીનાં સં. ભૂ. કૃદંતો આવ્યાં છે (करिउ>करी). બંને સંસ્કૃતના સોપસર્ગ ધાતુને લાગતા -य પ્રત્યય (अनुगम्य વગેરેમાંના) પરથી થયા છે. એકમાં य>इ, બીજામાં વિશ્લેષથી °इय.

વૈદિક °त्वी પરથી °अप्पि, °एप्पि અને પછી अवि, एवि, इवि; વૈદિક °त्वीन પરથી एप्पिणु, एविणु. સંબંધક ને હેત્વર્થ કૃદંતના ચારપાંચ પ્રત્યયો હોવા એ આધારભૂત સામગ્રીના મૂળમાં વિવિધ બોલીઓ હોવાનું સૂચક છે.

ઉદા૦ ૧૯૧. 'તો શું આકાશમાં ચડી જઈશું ?' — એ જીવંત લોકબોલીનો પ્રયોગ છે.

चडाहुँ, मराहु. અહીં તેમ જ અન્યત્ર ઘણે સ્થળે વર્તમાન ભવિષ્યાર્થે છે. જુઓ 'વ્યાકરણ'.

ઉદા૦ ૧૯૨. विष નો એક અર્થ 'પાણી' પણ છે. સંભવતઃ 'મુંજ' શ્લિષ્ટ છે. 'મુંજ' ઘાસ અને 'મુંજ' રાજા. ઢોઈ પરથી અર્થફેરે ગુજરાતી 'ડોવુ' આવ્યો છે.

ઉદા૦ ૧૯૩. °ट्ठिठउ અનુગ છે. हिअय-ट्ठिठउ એટલે 'હૃદયથી', 'હૃદયમાંથી'. પ્રાચીન પ્રયોગોમાં અને અત્યારની કેટલીક ગુજરાતી-બોલીઓમાં '°થો', '°થી', '°થુ' એમ વિકારી પણ છે. તે દંત્ય સ્થિતુ, थिउ ઉપરથી છે. અવિકારી 'થી' અપ.સંબંધક ભૂ. કૃ. थिउ ઉપરથી આવ્યો હોય.

ઉદા૦ ૧૯૪. ઉદાહરણ ઘડી કાઢેલું છે.

નિ૦ ૯૭. °एवं એ વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય હોઈ હેત્વર્થ ન માટે વપરાય છે. °अण એ સંસ્કૃત ક્રિયાવાચક નામ

નિ૦ ૯૩. જુઓ પ્રત્યય જ છે (गमन-, करण- વગેરેમાંનો). °अन-

નિ૦ ૯૪ ... ડીનો °हुँ ને તૃતીયા–સપ્તમીનો °हिँ લાગી

દ્વિવિધ વિકાસ થાય ... ાયા છે.

मुंजणहिँ न जाइ માટે જુઓ ઉદા૦ ૩૩ પરનું ટિપ્પણ. ઉદા૦ ૧૯૫, ૧૯૬ ઘડી કાઢેલાં ઉદાહરણ છે.

ઉદા૦ ૧૯૭, ૧૯૮. ઉદાહરણો બ્રાહ્મણીય પરંપરાના સાહિત્યમાંથી છે. कीलदि, तिदसावास પ્રાચીન રૂપો છે.

નિ૦ ૯૯. ગુજરાતીમાં ०णो ને બદલે ०कणो પ્રત્યય છે. 'મારકણો', 'બોલકણો' વગેરે. આમાં 'માર' વગેરેનો 'ક'પ્રત્યયથી વિસ્તાર થયેલો છે.

ઉદા૦ ૨૦૦. મૂળ પ્રાકૃત, તથા એ જ ભાવના સંસ્કૃત પદ્ય માટે જુઓ પરિશિષ્ટ.

ઉદા૦ ૨૦૧ उद्दसुअने બદલે છંદ ખાતર उद्धमुअ. ગુજરાતી 'તાગ' અર્ધતત્સમ જણાય છે. એ 'થાહ'માંથી નથી ઊતરી આવ્યો.

ઉદા૦ ૨૦૨. નજર ઉતારવા–અનિષ્ટને અળગું રાખવા લૂણ ઉતારવાની, મીઠું ઉતારીને દેવતામાં નાખવાની પ્રથા જાણીતી છે. જિનદેવ પરથી ઉતારીને દેવતામાં નાખેલું લૂણ, 'સલૂણા' મુખની અદેખાઈથી પ્રેરાઈને અગ્નિપ્રવેશ કરે છે, એવી રીતે ઘટાવાયું છે.

ઉદા૦ ૨૦૩. તુલના માટેના પદ્ય માટે જુઓ પરિશિષ્ટ. છંદ ૧૧+૧૦ માપનો જણાય છે. ત્રીજું ચરણ અધૂરું છે. છે. सोहँइ એવો પાઠ કલ્પીએ તો છંદ જળવાઈ રહે.

નિ૦ ૧૦૧. લિંગમાં થયેલા ફેરફારોના મૂળમાં ઘણુંખરું કાં તો અંત્ય સ્વરનું, અથવા તો અર્થનું સાદૃશ્ય હોય. પછીથી સ્રીલિંગનો ઈકાર લઘુતાનો ને નપુંસકલિંગ સામાન્ય

# પરિશિષ્ટ

<u>ઉદા૦ ૨ (૩૩૦/૧)</u> સાથે સરખાવો :

मरगय-वन्नह पियह उरि पिय चंपय-पह-देह ।
कसवट्टइ दिन्निय सहइ नाइ सुवन्नह रेह ॥

(કુમારપાલપ્રતિબોધ, પૃ. ૨૦૮)

'મરકતના વાનવાળા પ્રિયના ઉર પર ચંપાની દેહકાન્તિ-વાળી પ્રિયા, કસોટીના પથ્થર પર સોનાની રેખા દીધી હોય તેવી શોભે છે.'

<u>ઉદા૦ ૩ (૩૩૦/૨)</u> સાથે સરખાવો :

दे सुअणु पसिअ एण्हिं पुणो वि सुलहाइँ रूसिअव्वाइं ।
एसा मअच्छि मअलंछणुज्जला गलइ छण-राइ ॥

(સપ્તશતક, ૫/૬૬)

'હે સુતનુ, અત્યારે પ્રસન્ન થા. રૂસણાં પછી પણ સહેલાઈથી લઈ શકાશે. મૃગાક્ષી, આ ચંદ્રોજ્જ્વલ ઉત્સવરાત્રી વહી જાય છે.'

ટીકાકાર दे सुअणु ને સ્થાને दे सुहअ 'સુભગ' એવો પાઠ નોંધે છે. એ પાઠાંતર લેતાં પૂર્વ દળ નાયકને ને ઉત્તર દળ નાયિકાને સંબોધીને દૂતીએ કહેલું સમજવું. ટીકાકારે નોંધેલું પાઠાંતર લેતાં ગાથાના પૂર્વ દળનો ભાવાર્થ હેમચંદ્રે આપેલા દુહાના પૂર્વાર્ધની નિકટ આવે છે. 'વજ્જાલગ્ગ'ની એક ગાથાનું ઉત્તર દળ પણ આવા ભાવનું છે :

माणेण मा नडिज्जसु माणंसिणि गलइ छण-राई ।

(વજ્જાલગ્ગ, ૩૫૧/૨)

વાચક બનતાં અનુકૂળતા અનુસાર કોઈ પણ પુંલ્લિંગ અંગને એ પ્રત્યયો લાગવા માંડ્યા; અને નપુંસકલિંગ અને પુંલ્લિંગના ભેદક જે એકબે પ્રત્યયો હતા, તે પણ લુપ્ત થવા જતાં, તેમની વચ્ચે કેટલીક વાર ખરેખર સંભ્રમ પણ થતો હોય.

ઉદા૦ ૨૦૫. अंत्रडी 'આંતરડી' એ 'નાનુ' આંતરડું" એવા અર્થમાં છે.

નિ૦ ૧૦૨. આ નિયમ શૌરસેની પ્રભાવવાળા અપભ્રંશ સાહિત્યને પણ હેમચંદ્રે ઉપયોગમાં લીધું હોવાનો સૂચક છે. त्>द् એ પ્રક્રિયાવાળાં ચાર રૂપો અને द् જાળવી રાખતું રૂપ 'શૌરસેની'પણું દર્શાવે છે.

ઉદા૦ ૨૦૭. છંદ 'માત્રા'. જુઓ ઉદા૦ ૩૩ પરનું ટિપ્પણ.

નિ૦ ૧૦૩, ૧૦૪. આ નિયમો અપભ્રંશને નહીં, પણ સમસ્ત પ્રાકૃત પ્રકારોને લગતા છે. બોલીઓનું વધતુંઓછું મિશ્રણ સાહિત્યભાષામાં અનિવાર્ય હોય છે, અને પદ્યસાહિત્યમાં છંદને સાચવવા કેટલીક વાર પ્રાચીન ભૂમિકાનાં, કેટલીક વાર બોલચાલનાં તો કેટલીક વાર સંબદ્ધ બોલીઓનાં રૂપો ને પ્રયોગો પણ વપરાય છે. ઉપરાંત અપભ્રંશમાં સાહિત્યિક પ્રતિષ્ઠાને કારણે સંસ્કૃતપ્રાકૃતનો સારો એવો પ્રભાવ રહેતો—ઘણા અપભ્રંશ કવિઓ સંસ્કૃતપ્રાકૃતના વ્યુત્પન્ન પંડિત હતા. એટલે સાહિત્યિક અપભ્રંશમાં સંસ્કૃતપ્રાકૃતની અસરવાળાં શબ્દો, રૂપો, પ્રયોગો છૂટથી વપરાતાં. અર્વાચીન ગુજરાતી કવિતામાં પણ આપણે પુષ્કળ સંસ્કૃત શબ્દોનો, તો ક્વચિત્ વિભક્તિરૂપ કે આખ્યાતિક રૂપનો ઉપયોગ કરીએ જ છીએ ને?

# પરિશિષ્ટ

ઉદા૦ ૨ (૩૩૦/૧) સાથે સરખાવો :

मरगय-वन्नह पियह उरि पिय चंपय-पह-देह ।
कसवट्टइ दिन्निय सहइ नाइ सुवन्नह रेह ॥

(કુમારપાલપ્રતિબોધ, પૃ. ૨૦૮)

'મરકતના વાનવાળા પ્રિયના ઉર પર ચંપાની દેહકાન્તિ-વાળી પ્રિયા, કસોટીના પથ્થર પર સોનાની રેખા દીધી હોય તેવી શોભે છે.'

ઉદા૦ ૩ (૩૩૦/૨) સાથે સરખાવો :

दे सुअणु पसिअ एण्हि पुणो वि सुलहाइँ रूसिअव्वाइं ।
एसा मअच्छि मअलंछणुज्जला गलइ छण-राइ ॥

(સપ્તશતક, ૫/૬૬)

'હે સુતનુ, અત્યારે પ્રસન્ન થા. રૂસણાં પછી પણ સહેલાઈથી લઈ શકાશે. મૃગાક્ષી, આ ચંદ્રોજ્જ્વલ ઉત્સવરાત્રી વહી જાય છે.'

ટીકાકાર दे सुअणु ને સ્થાને दे सुहअ 'સુભગ' એવો પાઠ નોંધે છે. એ પાઠાંતર લેતાં પૂર્વ દળ નાયકને ને ઉત્તર દળ નાયિકાને સંબોધીને દૂતીએ કહેલું સમજવું. ટીકાકારે નોંધેલું પાઠાંતર લેતાં ગાથાના પૂર્વ દળનો ભાવાર્થ હેમચંદ્રે આપેલા દુહાના પૂર્વાર્ધની નિકટ આવે છે. 'વજ્જાલગ્ગ'ની એક ગાથાનું ઉત્તર દળ પણ આવા ભાવનું છે :

गोत्ता मा नडिज्जसु माणंसिणि गलइ छण-राई
(વજ્જાલગ્ગ

'માનિની, માનથી પીડા મા. ઉત્સવરાત્રી વહી જાય છે.'

ઉદા૦ ૪ (૩૩૦/૩) સાથે સરખાવો :

कस्स न भिंदइ हिययं अणंग-सर-धोरणि व्व निवडंती ।
बालाएँ वलिय-लोयण-फुरंत-मयणालसा दिट्ठी ॥

'બાલાની તીરછી આંખોમાં સ્ફુરતા પ્રેમને લીધે અલસ બનેલી દૃષ્ટિ, અનંગની શરધારાની જેમ, પડતાં-જ કોનું હૃદય ન ભેદે ?'

ઉદા૦ ૯ (૩૩૩) સાથે સરખાવો :

हत्थेसु अ पाएसु अ अंगुलि-गणणाइ अइगआ दिअहा ।
एण्हिं उण केण गणिज्जउ त्ति भणिउं रुअइ मुद्धा ॥

(સપ્તશતક, ૪/૭)

'હાથની ને પગની આંગળીથી ગણના કરતાં (પણ અવધિના) દિવસો બાકી વધ્યા. હવે તે શેનાથી ગણવા ?' એમ કહીને મુગ્ધા રડે છે.

ઉદા૦ ૧૮ (૩૪૦/૧) સાથે સરખાવો :

वरि खज्जइ गिरि-कंदरि कसेरु ।
णउ दुज्जणभउँहावंकियाइं, दीसंतु कलुस-भावंकियाइं ॥

(મહાપુરાણ, ૧/૩/૧૨-૧૩)

ઉદા૦ ૨૦,૨૧ (૩૪૧/૧ અને ૨) સાથે સરખાવો :

वत्थाइँ वक्कलाइं विथिन्न-सिलायलाइँ सयणीयं ।
असणं जत्थ फलाइं तं रन्नं कह न रमणीयं ॥

(નાણપંચમીકહા, ૬/૫૧)

'જ્યાં વલ્કલનાં વસ્ત્ર, વિસ્તીર્ણ શિલાતલની પથારી ને ફળોનું ભોજન (સુલભ) છે, તે અરણ્ય કેમ રમણીય ન (માનવું)?'

ઉદા૦ ૨૪ (૩૪૩/૨) સાથે સરખાવો:

जेण विणा ण जिविज्जइ अणुणिज्जइ सो कआवराहो वि ।
पत्ते वि णअरदाहे भण कस्स ण वल्लहो अग्गी ॥

(સપ્તશતક, ૨/૬૩)

'જેના વિના જીવી ન શકાય, તેને અપરાધ કર્યો હોય તોયે મનાવવો પડે. નગર સળગતું હોય ત્યારે પણ અગ્નિ કોને વહાલો ન હોય?'

આ જ 'વજ્જાલગ્ગ'માં ૫૫૭મી ગાથા તરીકે છે. ત્યાં जिविज्जइ-ને બદલે वलिज्जइ '(શરીર) ન વળે – ન સારું થાય' એવું પાઠાંતર છે. પ્રાકૃતપૈંગલમાં (માત્રાવૃત્ત ૫૫) પણ આ ગાથા ઉદ્ધૃત થયેલી છે.

ઉદા૦ ૩૪ (૩૫૦/૨) સાથે સરખાવો:

स्वकीयमुदरं भित्त्वा निर्गतौ च पयोधरौ ।
परकीयशरीरस्य भेदने का कृपालुता ॥

(સુભાષિતરત્નભાંડાગાર, પૃ. ૨૫૬, શ્લોક ૨૬૪)

'સ્તનો પોતીકું ઉદર ભેદીને નીકળ્યા છે, (તો) પારકું શરીર ભેદવામાં (એ) શું દયાળુ થવાના હતા!'

ઉદા૦ ૩૫ (૩૫૧/૧) સાથે સરખાવો:

अन्ना पइं नियच्छइ जह पिट्ठिं रणमुहे न देसि नम्मं ।
मा सहियणस्स पुरओ ओगुट्ठिं नाह काहिसिमो ॥

'બીજી પતિને એમ દબાણ કરે છે કે તમે સંગ્રામને મોખરે પીઠ ન ફેરવશો. નાથ, રખે આપણે સખીઓની આગળ હલકા પડીએ.'

ઉદા० ૩૬ (૩૫૨) સાથે સરખાવો :

पासासंकी काओ णेच्छदि दिण्णं पि पहिअघरणीए ।
ओणंत-करअलोगलिअ-वलअ-मज्झ-ट्ठिअं पिंडं ॥

(સપ્તશતક, ૩/૫)

'નમતી હથેળીને કારણે સરી ગયેલા બલોયાની વચ્ચે રહેલો પિંડ પથિક-ગૃહિણીએ આપ્યા છતાં, પાશની આશંકાથી, કાગ (આવા) ઇચ્છતો નથી.'

ઉદા० ૪૨ (૩૫૭/૨). 'સરસ્વતીકંઠાભરણ', ૨/૭૬.

ઉદા० ૫૨ (૩૬૪) સાથે સરખાવો :

विहलुद्धरण-सहावा हुवंति जइ के वि सप्पुरिसा ॥

[સપ્તશતક, ૩/૮૫ (૨)]

'દુખિયાનો ઉદ્ધાર કરવાના સ્વભાવવાળા તો કોઈક જ સત્પુરુષો હોય છે.'

ઉદા० ૫૩ (૩૬૫/૧) સાથે સરખાવો.

अइपसण्णु मुहु होइ संभासणु पडिवज्जइ ।
पुव्व-भवंतर-णेहु जण-दिट्ठिएँ जाणिज्जइ ॥

(મહાપુરાણ, ૯/૫/૧૩-૧૪)

'મુખ અતિ પ્રસન્ન થાય, સંભાષણ કરે : (આમ) પૂર્વ-ભવનો સ્નેહ લોકોની દૃષ્ટિથી જણાઈ આવે.'

ઉદા० ૫૫ (૩૬૭/૩), પરમાત્મપ્રકાશ ૨/૭૬.

(પાઠાંતર बलि किउ माणुस-जम्मडा देक्खंतहँ पर सारु ।)

ઉદા૦ ૫૭ (૩૬૭/૧) સાથે સરખાવોઃ

जइ सो न एइ गेहं ता दूइ अहोमुही तुमं कीस ।
सो होही मज्झ पिओ जो तुज्झ न खंडए वयणं ॥

'હે દૂતી, તે ઘરે નથી આવતો તેમાં તારું મોં કેમ નીચું છે? તારું વચન (તથા 'વદન') જે ખંડિત ન કરે તે જ મારો પ્રિય હોય.' (વજ્જાલગ્ગ, ૪૧૭)

ઉદા૦ ૫૬ (૩૬૬/૧)નું અનુકરણ 'પાહુડદોહા' ૮૮માં મળે છે :

सयल वि को वि तडप्फडइ सिद्धत्तणहु तणेण ।
सिद्धत्तणु परि पावियइ चित्तहं निम्मलएण ॥

ઉદા૦ ૫૯ ((૩૬૭/૪) સાથે સરખાવો :

किं गतेन यदि सा न जीवति प्राणिति प्रियतमा तथापि किम् ।
इति वीक्ष्य नवमेघमालिकां न प्रयाति पथिकः स्वमन्दिरम् ॥
(ભર્તૃહરિ-શૃંગારશતક, ૬૭)

ઉદા૦ ૬૦ (૩૬૮) સાથે સરખાવોઃ मालइ-विरहे रे तरुण-भसल मा रुवसु निब्भरुक्कण्ठं । (વજ્જાલગ્ગ, ૨૪૧)

'રે તરુણ ભ્રમર, માલતીવિરહે તું ઊંચે ગળે ભરપૂર રો નહીં.'

ઉદા૦૬૩ (૩૭૦/૨) ઉત્તરાર્ધ સાથે સરખાવો :

सा तुज्झ वल्लहा, तं सि मज्झ, वेसो सि तीअ, तुज्झ अहं ।
[સપ્તશતક, ૨/૨૬ ]

'એ છે તને વહાલી, તું છો મને; તું છો એનું પાત્ર, (તો) હું છું તારું.'

ઉદા૦ ૭૨ (૩૭૬/૧) = કુમારપાલપ્રતિબોધ, પૃ. ૨૫૭.
(પાઠાન્તરઃ थोंड, इउ कायर चिन्तन्ति, कइ उज्जोउ).

ઉદા૦ ૭૫ (૩૭૭/૧) = કુમારપાલપ્રતિબોધ, પૃ. ૮૬.
ઉદા૦ ૮૧ (૩૮૨/૧) સાથે સરખાવો :

घणसारतार-णअणाएँ गूढ-कुसुमुच्चओ चिहुर-भारो ।
ससि-राहु-मल्ल-जुज्झं व दंसिदमेण-णअणाएँ ॥
(કર્પૂરમંજરી, ૨, ૧૧.)

'કપૂર જેમ ચમકતાં નયનવાળી (તે સુંદરીના) કેશકલાપમાં ગૂઢ પુષ્પપુંજ છે. (તેથી એ) હરિણાક્ષીએ જાણે કે શશી ને રાહુનું મલ્લયુદ્ધ બતાવ્યું.'

ઉદા૦ ૮૮ (૩૮૩/૧) સાથે સરખાવો :

मा सुमरसु चन्दण-पल्लवाण करि·णाह गेण्ह तिण-कवलं ।
जं जह परिणमइ दसा तं तह धीरा पडिच्छन्ति ॥
(વજ્જાલગ્ગ, ૧૯૨)

'હે ગજપતિ, ચંદનપલ્લવોને (હવે) ન સંભાર. ઘાસનો કોળિયો લે. જે (ભાગ્ય)દશા જે રીતે આવે છે, તેને ધીર પુરુષો તેમ જ સ્વીકારી લે છે.'

ઉદા૦ ૮૯ (૩૮૭/૨) સાથે સરખાવોઃ

छप्पय गमेसु कालं वासव-कुसुमाइ ताव मा मुयसु ।
मन्न जियंतो पेच्छसि पउरा रिद्धी वसंतस्स ॥
(વજ્જાલગ્ગ, ૨૪૪)

'ભ્રમર, (જેમ તેમ) વખત ગાળી કાઢ. અરડૂસીના ફૂલને ન જ છોડી દેતો. માનું છું કે તું જીવતો હઈશ તો વસંતની પ્રચુર રિદ્ધિ જોઈશ.'

ઉદા૦ ૯૨ (૩૮૯/૧)=પરમાત્મપ્રકાશ ૨૭૦.

(પાઠાંતર : विसय जु; वलि किज्जउँ हउं तासु, सो दइवेण जि, सीसु खडिल्लउ जासु.)

ઉદા૦ ૯૯ (૩૯૫/૧) સાથે સરખાવો:

पण्डुरं जइ वि रज्जए मुहं कोमलंगि खडिआ-रसेण ।
दिज्जए पुण कवोल–कज्जलं ता लहेज्ज ससिणो विडम्बणं ।

(કર્પૂરમંજરી, 3/33)

'હે કોમલાંગી, તારું મુખ ખડીના પાણીથી ધોળવામાં આવે અને ગાલે કાજળ લગાડવામાં આવે તો તે ચન્દ્રનું અનુકરણ સાધે.'

ઉદા ૧૦૦ (૩૯૫/૨)=કુમારપાલપ્રતિબોધ, પૃ. ૧૦૮.

(પાઠાંતર: चूडउ, निहित्तु, सासानल्लिण, संसित्तु).

ઉદા૦ ૧૦૪ (૩૯૫/૬) સાથે સરખાવો.

जेण जाएण रिउ ण कंपंति....तें जाएं कवँणु गुणु...
किं तणएण तेण जाएण.... (સ્વયંભૂછંદ; ૪/૨૭)

'જેના જન્મવાથી રિપુઓ ન કંપે....તેના જન્મવાથી શો લાભ.... તે પુત્રના જન્મવાથી શું ?'

ઉદા૦ ૧૦૬ (૩૯૬/૧) ઉત્તરાર્ધ સાથે સરખાવો:

रे रे विडप्प मा मुयसु दुज्जणं गिलसु पुण्णिमायंदं

[વજ્જાલગ્ગ, ૪૮૩ (૨)]

'રે રાહુ, દુષ્ટ પૂર્ણિમાચંદ્રને છોડી ન દે, ગળી જા.'

ઉદા ૧૦૯ (૩૯૬/૪) નો પડઘો 'દોહાપાહુડ' ૧૭૭માં.

ઉદા૦ ૧૨૬(૪૦૬/૨) સાથે સરખાવો:

ताव च्चिय ढलहलया जाव च्चिय नेह-पूरिय-सरीरा ।
सिद्धत्था उण छेया नेह-विहूणा खलीहुंति ॥

(વજ્જાલગ્ગ, ૫૫૯)

'ત્યાં સુધી જ કોમળ હોય છે—જ્યાં સુધી તેમનું શરીર સ્નેહપૂર્ણ હોય છેઃ સરસવ તેમ જ વિદગ્ધજન સ્નેહવિહીન થતાં ખલ (૧. દુષ્ટ, ૨. ખોળ) બની જાય છે.'

ઉદા૦૧૩૬ (૪૧૪/૨)નો 'દોહાપાહુડ' ૧૬૯માં પડઘો છે. અર્ધ ઊલટાંસૂલટાં છે.

ઉદા૦ ૧૩૮(૪૧૪/૪) સાથે સરખાવોઃ

एहइ सो वि पउत्थो अहं अ कुप्पेज्ज सो वि अणुणेज्ज ।
इअ कस्स वि फलइ मणोरहाणँ माला पिअअमम्मि ॥

(સપ્તશતકઃ ૧/૧૭)

'પ્રવાસે ગયેલો એ પણ આવશે, હું કોપ કરીશ, ને તે પણ (મને) મનાવશે–પ્રિયતમ પ્રત્યેના મનોરથોની આવી માળા કોઈકની જ ફળે.'

आविहिइ पिओ चुंबिहिइ निठ्ठुरं चुंविऊण पुच्छिहिइ ।
दइए कुसल त्ति तुमं नमो नमो ताण दिवसाणं ॥

(વજ્જાલગ્ગ, ૭૮૪)

"પ્રિય આવશે, ગાઢ ચુમ્બન લેશે, ચૂમીને પૂછશે 'પ્રિયા, તું કુશળ છે ને ?'–આવા દિવસોને અનેક નમસ્કાર."

ઉદા૦ ૧૪૪ (૪૧૮/૬)='કુમારપાલપ્રતિબોધ,' પૃ. ૧૨.

ઉદા૦ ૧૪૫ (૪૧૮/૭)='દોહાપાહુડ' ૧૭૬નો આરંભ.

ઉદા૦ ૧૫૦ (૪૧૯/૫) સાથે સરખાવો:

जसु पवसंत न पवसिया, मुइअ विओइ ण जासु ।
लज्जिज्जउ संदेसडउ, दिंती पहिय पियासु ॥(સંદેશરાસક, ૭૦)

ઉદા૦ ૧૫૨ (૪૨૦.૩)=સરસ્વતીકંઠાભરણ; ૩/૬૨.

ઉદા૦ ૧૫૮ (૪૨૨.૩) ભ્રષ્ટરૂપે 'દોહાપાહુડ' ૧૫૧માં મળે છે.

ઉદા૦ ૧૬૦ (૪૨૨.૬). 'સ્વયંભૂછંદ' ૪/૨૩માં પાઠ આ પ્રમાણે છે:

सव्व गोविउ जइ वि जोएइ
हरि सुट्ठु वि आअरेण देइ दिट्ठि जहिँ कहिँ वि राही ।
को सक्कइ संवरेवि डड्ढ-णअण णेहेँ पलोट्टउ ॥

ઉદા ૧૬૨ (૪૨૨/૮) સાથે સરખાવો:

दूरट्ठिओ वि चंदो सुणिव्वुइ कुणइ कुमुयाण ।
[વજ્જાલગ્ગ, ૭૮ (૨)]

'દૂર રહ્યો તોય ચંદ્ર કુમુદોને પરમ નિવૃત્તિકર છે.'

गयणट्ठिओ वि आसासइ कुमुय-संडाइं चंदो
[વજ્જાલગ્ગ, ૭૭ (૨)]

'ગગનમાં રહ્યો છતો ચંદ્ર કુમુદસમૂહને આશ્વાસન આપે છે.'

कत्तो उग्गमइ रवी कत्तो वियसंति पंकय-वणाइं ।
सुयणाण जत्थ नेहो न चलइ दूरट्ठियाणं पि ॥
(વજ્જાલગ્ગ, ૮૦)

'ક્યાં સૂર્ય ઊગે છે ને ક્યાં પંકજવનો ખીલે છે! સજ્જનો દૂર રહેલા હોય તોપણ તેમનો સ્નેહ જ્યાં હોય (ત્યાંથી) ચલિત થતો નથી.'

ઉદા૦ ૧૬૫ (૪૨૨/૧૧) સાથે સરખાવો:

नयरं न होइ अट्टालएहि पायार-तुंग-सिहरेहिँ ।
गामो वि होइ नयरं जत्थ छइल्लो जणो वसइ ॥
(વજ્

'અટ્ટાલયોથી અને ઊંચા શિખરવાળા પ્રાકારોથી નગર નથી બની જતું. જ્યાં વિદગ્ધ માણસ વસે છે, (તે) ગામ પણ નગર બની જાય છે.'

ઉદા૦ ૧૬૯ (૪૨૨/૧૮) સાથે સરખાવો:

जत्तो विलोल-पम्हल-धवलाइ चलंति नवर नयणाइं ।
आयण्ण-पूरिय-सरो तत्तो च्चिय धावइ अणंगो ॥
(વજ્જાલગ્ગ, ૨૯૮)

'જે તરફ ચંચળ પાંપણવાળાં શ્વેત નયનો વળે છે, તે તરફ જ કર્ણ સુધી ખેંચેલા શરવાળો અનંગ દોડે છે.'

जत्तो पेसेइ दिट्ठि सरस-कुवलआपीडरुअं सरुआ
मुद्धा इद्धं सलीलं सवणविलसिरं दंतकंतीसणाहं ।
तत्तो कोअंड-मुट्ठि णिहिअ-सरवरो गाढमाबद्धलक्खो
दूरं आणाविहेओ पसरइ मअणो पुव्वमारुढवक्खो ॥
(સ્વયંભૂછંદ. ૧.૧૧૯).

ઉદા૦ ૧૭૯ (૪૨૬.૧) સાથે સરખાવો.

सो णाम संभरिज्जइ पब्भसिओ जो खणं पि हिअआहि ।
संभरिअव्वं च कअं गअं च पेम्मं णिरालम्बं ॥
(સપ્તશતક, ૧.૯૫)

'સંભારવાનું તો તે હોય, જે હૃદયમાંથી (એક) ક્ષણ પણ ખસે. જે પ્રેમ સંભારવા જેવો કર્યો, તે નિરાધાર હોઈ ગયો (જ જાણવો).'

ઉદા૦ ૧૮૦ (૪૨૭/૧)=પરમાત્મપ્રકાશ, ૨૭૧.

(પાઠાંતરઃ पंचहँ नायकु, जेण होंति वसि अण्ण, तरुवरहँ; इँ सुक्काहँ पण्ण)

ઉદા૦ ૧૮૬(૪૩૪.૧) સાથે સરખાવો:

अचिअण्ह-पेक्खणिज्जेण तक्खणं मामि तेण दिट्ठेण ।
सिविणअ-पीएण व पाणिएण तण्ह च्चिअ ण फिट्टा ॥

(સપ્તશતક, ૧.૯૩)

'હે સખી, તે ક્ષણે, જોતાં તૃષ્ણા છીપે જ નહીં તેવા દર્શનીય તેને જોયાથી, (જાણે કે સ્વપ્નમાં પાણી પીધાથી) તૃષ્ણા ન જ છીપી.'

ઉદા૦ ૧૮૯ (૪૩૮/૨)સાથે સરખાવો:

पक्खुक्खेवं नह-सूइ-खंडणं भमर-भरसमुव्वहणं ।
उय सहइ थरहरंती वि दुब्बला मालइ च्चेव ॥

(વજ્જાલગ્ગ, ૨૩૫)

'પાંખ(ના માર)થી ઊંચે ફેંકાવું, નખથી મંજરી તૂટવી, ભ્રમરનો ભાર ઉપાડવો—(એ બધું) દૂબળી ને થરથરતી હોવા છતાં માલતી જ સહે છે.'

ઉદા૦ ૧૯૦ (૪૩૮.૩) સાથે સરખાવો:

जइ लोअ-णिंदिअं जइ अमंगलं जइ वि मुक्क-मज्जाअं ।
पुप्फवइ-दंसणं तह वि देइ हिअअस्स णिव्वाणं ॥

(સપ્તશતક, ૫.૮૦)

'લોકનિંદિત છે, અમંગળ છે, મર્યાદારહિત છે, તોપણ પુષ્પવતીનું દર્શન હૃદયને નિર્વૃતિ આપે છે.'

लोओ जूरइ जूरउ वअणिज्जं होइ होउ तं णाम ।
एहि णिमज्जसु पासे पुप्फवइ ण एइ मे णिद्दा ॥

(સપ્તશતક

'લોક નિંદે છે ? નિંદવા દો. અપવાદ થાય છે ?
આવ પુષ્પવતી, પડખામાં [illegible]ને ઊંઘ નથી